

માધવીઃ (દોડતી આવીને) મારી વાત સાંભળો—

સંસદ ગ્રંથાવલિ : ગ્રંથાંક ૧૮

# ધ્રુવસ્વામિની દેવી

[ એક ખોવાએલા નાટકનું નવદર્શન ]

લેખક

કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રમુખ, સાહિત્ય સંસદ




લૉંગમૅન્સ ગ્રીન ઍન્ડ કં. લિ. ૫૩, નિકલ રોડ, મુંબાઈ

કલકત્તા મદ્રાસ લંડન ન્યૂ યૉર્ક

પહેલી આવૃત્તિ   પ્રત ૧૦૦૦   ઈ.સ. ૧૯૨૯

# DHRUVASWAMINI DEVI

by Kanaiyalal M. Munshi



મુદ્રક: બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, ૨૭૦૭ રાયપુર અમદાવાદ.
પ્રકાશક: કનૈયાલાલ માણેકલાલ મુનશી, ૧૧૧, એસ્પ્લેનેડ રોડ કોટ મુંબાઈ.

# ધ્રુવસ્વામિની દેવી

[એક ખોવાએલા નાટકનું નવદર્શન]

---

સ્થળ: કુસુમપુર ને ઉજ્જયિની

સમય: ખ્રીસ્તી વર્ષ ૩૭૦ થી ૩૯૦ની વચ્ચેનો

પાત્રો: જેમ આવતાં જાય છે તેમ

**કાલિદાસ:** ૨૧ વર્ષનો બ્રાહ્મણ યુવક;—જે આ નાટકના કાલ પછી ચાલીશેક વર્ષમાં રઘુવંશ, મેઘદૂત, શાકુંતલ વગેરે અમર કૃતિઓ લખવા સરજાયો છે તે.

**શશિલેખા:** ધ્રુવદેવીની દાસી ને માધવીની સખી.

**માધવી:** જેને માટે ઉભરાતો ભાવ શાકુંતલમાં પુનર્જીવન પામ્યો ને જેને માટેનો વિરહ મેઘદૂતમાં મઢાયો તે સુંદરી.

**ધ્રુવદેવી:** પાટલિપુત્રના મહારાજાધિરાજ રામગુપ્તદેવની મહાદેવી ને આર્યાવર્તના અચ્યુતદેવની પુત્રી.

**ચંદ્રગુપ્ત:** સમુદ્રગુપ્ત પરાક્રમદેવનો નાનો પુત્ર ને રામગુપ્તનો નાનો ભાઈ,—જેને આપણે વિક્રમરાજાને નામે ઓળખીએ છીએ તે; દંતકથાની વ્યક્તિ જેના પરથી રચાઇ તે મહાપુરુષ, યુવરાજ રૂપે.

**રામગુપ્ત:** સમુદ્રગુપ્ત પરાક્રમદેવનો જ્યેષ્ઠ પુત્ર—કુસુમપુર ઉર્ફે પાટલિપુત્રનો ચક્રવર્તી નરેશ.

**મધુરિકા**
**માલિકા** } :રામગુપ્તની પરિચારિકા, યવન સુંદરીઓ.

**દત્તદેવી:** સમુદ્રગુપ્ત પરાક્રમદેવની પત્ની ને રામગુપ્ત તથા ચંદ્રગુપ્તની માતા.

**ઉન્દાન:** પરાક્રમદેવના તથા તેના પુત્ર રામગુપ્તના મહાદંડનાયક.

**રોહલ:** રામગુપ્તનો ભટાશ્વપતિ.

**હરિસેન:** (અસલ હરિષેણ : ધ્રુવભૂતિનો પુત્ર, દંડનાયક, સંધિવિગ્રહક કવિ જેણે સમુદ્રગુપ્તની પ્રશસ્તિ રચી તેમને અમર કર્યા તે.

**રુદ્રસેન:** શિવમાર્ગી પરદેશી સુરાષ્ટ્ર નરેશ, જેણે પરાક્રમદેવે જમાવેલી સત્તા તોડી પાડી રામગુપ્તને હાર આપી તે.

**ગુહસેન:** રામગુપ્તનો મદદગાર મીઠામુખો ને કપટશીલ યોદ્ધો.

**સાંખ્યાચાર્ય:** એક વૃદ્ધ ઋષિ.

**વાત્સ્ય:** પરાક્રમદેવનો બ્રાહ્મણ મંત્રી અને રામગુપ્તનો મંત્રીશ્વર જેને આધારે જ રામગુપ્તનું રાજ્ય ચાલતું એમ મનાતું.

**યાજ્ઞવલ્કય:** સ્મૃતિઓમાં શ્રેષ્ઠ એવી યાજ્ઞવલ્કયસ્મૃતિના પ્રણેતા, જે યોગીશ્વરે સમુદ્રગુપ્તે જીતેલી પૃથ્વીને શાંતિ અને શુદ્ધિનો માર્ગ બતાવ્યો ને શિષ્યના દિગ્વિજયને ધર્મનો ઓપ ચઢાવી કુસુમપુરને વિદ્યા ને જીવનનું કેંદ્ર બનાવ્યું તે.

**સ્કંદ:** મહાદેવી શીવાયની એક બીજી સ્ત્રીથી થએલો પરાક્રમદેવનો પુત્ર.

**દમન:** સ્કંદનો મામો.

# પ્રસ્તાવના

ભૂમિકામાં એક અક્ષમ્ય ભુલ રહી ગઇ છે, કારણકે એ લખતી વખતે અને એનાં પ્રૂફ્સ વાંચતી વખતે હું મુંબાઈની બહાર હતો. પાના બીજા પર જે શ્લોક ટાંક્યો છે તે મહેસૈલીના લેખમાંથી નહીં, પણ અલ્લાહાબાદના.

ક. મા. મુનશી

# ભૂમિકા

આશરે ઇ.સ. ૩૦૦માં હીંદભૂમિ ઘણે ભાગે પરપદથી દલિત હતી. ગોદવરી તટ પર આવેલી આંધ્રોની સત્તા નષ્ટ થઇ હતી. કોકણુ, લાટ, સુરાષ્ટ્ર, આનર્ત, રજપુતાના, પંજાબ અને ગંગાતીરો પર પરદેશી રાજાઓ રાજ્ય કરતા હતા. તે બધા 'અબ્રહ્મવર્ચસ, ક્ષુદ્રાસ્ત્રીવ્રમન્યવ'—બ્રહ્મતેજ વિનાના, કચરા જેવા, બીજાજીના ઢીંગલા હતા.

મગધમાં તે સમયે વિશ્વષ્ફુણી રાજ્ય કરતો હતો. તેણે રાજ્યો લીધાં અને સિંહાસનો અનેક જાતિના રાજાઓને આપી દીધાં. તેના પછી શ્રીગુપ્ત નામનો રાજા થયો. એ રાજા મગધ ને સાકેતા ઉપર રાજ્ય કરતો હતો.

તેનો પુત્ર ચંદ્રગુપ્ત. એ ચંદ્રગુપ્ત લિચ્છવીની કુંવરી કુમારદેવી જોડે પરણ્યો. ચંદ્રગુપ્ત અને કુમારદેવી પ્રાચીન ભારતવર્ષમાં અદ્વિતીય યુગલ છે. રાજારાણી બન્ને રાજ્ય કરતાં લાગે છે.

તેમનો પુત્ર સમુદ્રગુપ્ત માતપિતાના લગ્નના સીક્કા પડાવે છે અને પોતાને ચંદ્રગુપ્તનો પુત્ર કહાવે છે એટલું જ નહીં, પણ કુમારદેવીનો પુત્ર પણ કહાવે છે. માતા માટે આટલું બધું માન હીંદી ઇતિહાસમાં કોઇ રાજાએ બતાવ્યું નથી.

આ સમુદ્રગુપ્તે સૈન્ય લઇ નર્મદાની ઉત્તરે આવેલા આર્યાવર્ત પર સંપૂર્ણ દિગ્વિજય કર્યો. એ રાજા 'કૃતાંતપરશુ' 'અજિત-રાજજેતાજિત' 'સર્વરાજોચ્છેત્તા' અને 'વ્યાઘ્રપરાક્રમ', 'પરાક્રમાંક' એવાં બીરુદોથી સુવિખ્યાત થયો. વિન્સેન્ટ સ્મીથ એને હીંદી ઇતિ-

હાસનો નેપોલિયન કહે છે. આર્યાવર્તનો એ એક પ્રબળ સ્રષ્ટા હતો.

એણે માત્ર વિજય મેળવ્યો એટલું જ નહીં પણ અશ્વમેધ કર્યો અને 'અશ્વમેધ પરાક્રમ:'નું બીરુદ મેળવ્યું.

એ જ સમયના આચારવિચારનું શાસન કરનાર યાજ્ઞવલ્ક્ય મૌલિક સૂત્ર ઉચ્ચારે છે: દાન ધર્મનું મૂલ છે. સમુદ્રગુપ્તે એ જીવનમાં ઉતાર્યું. એણે અશ્વમેધ કર્યો એટલું જ નહીં પણ વિદ્યાસેવીઓને દાન દેવાની હીંદી પ્રણાલિકાને સંસ્કારમંત્રનું સ્થાન આપ્યું. એના સીક્કા ઉપર નોંધવામાં આવ્યું છે કે એ 'અપ્રતિરથ વીર ક્ષિતિને જીતી સુચરિતથી સ્વર્ગ પણ જીતે છે'... એ સુચરિત છે એટલું જ નહીં પણ રાજકવિ છે અને વીણાનો શોખીન છે—વીણા વગાડતી એની છબી અનેક સુવર્ણના સીક્કા પર આજે જડે છે.

આ પરાક્રમાદિત્યના પુત્રનો મહાદંડનાયક હરિસેન એની પ્રશસ્તિમાં કાવ્ય રચે છે. મહેરૌલીમાં તે કોતરાએલું નજરે ચઢે છે:

> आर्यो हीत्युपगुह्य भावपिशुनैरुत्कर्णितै रोमभिः
> सभ्येषूच्छ्वसितेषु तुल्यकुलजम्लानाननोद्वीक्षित :।
> (स्ने)ह व्यालुलितेन बाष्पगुरुणा तत्त्वेक्षिणा चक्षुषा
> यः पित्राभिहितो नि(री)क्ष्य निखिलां पाह्येव(मु)र्वीमिति ॥*

આ મહારાજાધિરાજની મહાદેવી દત્તદેવી અશ્વમેધ વખતે

---

* આનંદથી પુલકિત થઇને, તત્ત્વનું દર્શન કરનારી સ્નેહભીની આંખ વડે જોઇને જેને પિતાએ '(આ) ખરેખરો યોગ્ય (છે)' એમ કહી આખી પૃથ્વીનું પાલન કરવાનું કહ્યું, અને તે વેળા જેના તરફ (અદેખાઈથી) મ્લાન મુખે સમાન કુલમાં જન્મેલાઓ જોઈ રહ્યા અને દરબારના સભ્યોએ (સંતોષનો) નિ:શ્વાસ મુક્યો. (તે સમુદ્રગુપ્ત—)

ઘોડાને ચામર ઉરાડતી સીક્કા ઉપર આજે નજરે ચઢે છે.

આ પ્રતાપી વીર, આગળથી પોતાના સુચરિતથી જીતેલા સ્વર્ગે ઈ. સ. ૩૮૭ના અરસામાં સંચર્યો. ઇતિહાસકારો માનતા હતા કે ત્યાર પછી તેનો પુત્ર ચંદ્રગુપ્ત ગાદી પર આવ્યો. આ 'પરમ ભાગવત', 'સિંહવિક્રમ', 'પરમ ભટ્ટાર્ક' એવાં બીરુદ-ધારતા રાજા હીંદીહૃદયમાં વિક્રમરાજાને નામે અચળ સ્થાન ભોગવે છે. કવિ કાલિદાસ આ જ વિક્રમાદિત્યનો મિત્ર હતો એ પણ હવે પુરવાર થએલું ઘણા વિદ્વાનો માને છે.

પણ સમુદ્રગુપ્ત અને ચંદ્રગુપ્ત બેની વચ્ચે સમુદ્રગુપ્તનો મોટો પુત્ર રામગુપ્ત ગુપ્તોનો રાજ્યદંડ થોડા વખત માટે ધારતો હતો એ નવી શોધ ડાક્ટર સીલ્વીયન લેવીએ કરી છે. એ રામગુપ્ત કેવો હતો, એનાં નીચ કૃત્યો શાં હતાં અને તે કેવી રીતે મુઓ તે પ્રસંગ પર મુદ્રારાક્ષસના કર્તા વિશાખદત્તે 'દેવીચંદ્રગુપ્તમ્' નામનું નાટક રચ્યું હતું. એ નાટક હાથ લાગ્યું નથી. પણ તેના ટુકડાઓ ભેગા કરી તેમાં રહેલી ઐતિહાસિક હકીકતનો ઉદ્ધાર કરવામાં આવ્યો છે.[1]

આ નષ્ટ થએલા નાટકના વસ્તુમાં બીજી ઐતિહાસિક અને કાલ્પનિક સામગ્રી પુરી આ નાટક લખવાનો મેં પ્રયત્ન કર્યો છે.

ગુપ્તોનો યુગ હીંદના ઇતિહાસમાં સુવર્ણયુગ છે. એ યુગમાં વીરતા, વૈભવ અને વિદ્યા ત્રણેનો સંગમ હતો. ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યમાં એ ત્રણે કેન્દ્રસ્થ થયાં હતાં. જેમ યુરોપીય ઇતિહાસમાં 'સીઝર'નું નામ ધારવા માટે બબ્બે હજાર વર્ષ સુધી રાજાઓ

---

૧ ડાક્ટર આલ્ટેકરનો બીહાર અને ઓરીસા જરનલમાં આવેલો લેખ. જુઓ શ. કેશવલાલ ધ્રુવનો લેખ.

લઢી મુઆ તેમ 'વિક્રમાદિત્ય', 'પરમ ભટ્ટાર્ક' અને 'રાજાધિરાજ' એવાં એનાં પદો માટે આપણે ત્યાં ૧૨૦૦ વર્ષ સુધી યુદ્ધો ચાલ્યાં અને જેમ સીઝરનાં નામ ઝાર અને કઇઝર સમ્રાટ માટે ભાષામાં વપરાય છે તેમ ચંદ્રગુપ્તનાં બીરુદ પણ તેવી જ રીતે વપરાય છે.

યાજ્ઞવલ્કયની સ્મૃતિ આખા આર્યાવર્તમાં, ખરું જોતાં મનુસ્મૃતિથી પણ વધારે, પ્રાબલ્ય ભોગવે છે. એ સ્મૃતિ મિથિલાના બ્રાહ્મણે સમુદ્રગુપ્તના સમયમાં કરી એ નિર્ણય ખરો ગણીએ, તો આ ગુપ્ત રાજાઓએ જ એ સ્મૃતિને ધર્મનું શાસન બનાવવા પ્રયાસ કર્યો હશે એમ માનવાને કારણ મળે છે. વળી શાકુંતલ અને મેઘદૂતનો કર્તા, તથા કેટલાંક પુરાણો અને મહાભારતની લગભગ છેલ્લી પ્રતની રચના આ રાજાના રાજ્યકાલમાં થયાં એ તે વખતના સંસ્કારની સાક્ષી પુરે છે.

[આ નાટકનો સમય: આશરે ઇ. સ. ૩૮૭ પછી. પરાક્રમાદિત્ય સમુદ્રગુપ્ત જેને બધા 'પરાક્રમદેવ'ના પૂજ્ય નામે સંભારે છે અને જેમની કીર્તિ, શૌર્ય ને તેજસ્વિતાનાં સ્મરણોથી એ બધા ત્રણે ગુણ ટકાવી રાખવા મથે છે તે થોડા મહીના પર સ્વર્ગે સંચર્યા છે. તેમનો મોટો પુત્ર શ્રીરામગુપ્તદેવ મગધના પાટનગર કુસુમપુરમાં રાજ્ય કરે છે.

ચંપાવતીના અચ્યુતદેવની કન્યા ધ્રુવદેવી મહાદેવીનું પદ ભોગવે છે.

સુરાષ્ટ્ર, આનર્ત અને માલવાનો મહાક્ષત્રપ રુદ્રસેન ગુપ્તોનાં સૈન્યો જોડે ઉજ્જેણીના સીમાડા પર વિગ્રહ કરી રહ્યો છે. રાજાનો નાનો ભાઈ ચંદ્ર, સમુદ્રગુપ્તદેવ જીવતાં છતાં તે વિગ્રહમાં ગયો છે તે ત્યાંથી પાછો ફર્યો નથી.

સ્થળ: મહાદેવી ધ્રુવદેવીના અંત:પુરનું ઉદ્યાન નજરે ચઢે છે. ઉદ્યાનની ત્રણ તરફ ઉંચી ભીંતો છે અને એક તરફ પ્રાસાદનો પાછલો ઝરૂખો દેખાય છે.

કાલિદાસ આવે છે.

આજથી ત્રીશચાલીશ વર્ષ પછી શાકુંતલ કે મેઘદૂત તે લખી શકે એવું કાંઈ તેના સ્વરૂપ પરથી દેખાતું નથી. પણ અત્યારે તો તે લહેરી ને ફક્કડ જણાય છે. તેણે ચાપીને ધોતીયું પહેર્યું છે, છટાથી અંગવસ્ત્ર ઓઢયું છે, કેસર નાંખી ત્રિપુંડ્ર કર્યું છે અને તેલ નાંખી વાળ ઓળ્યા છે.

તે એક ચંપાના ઝાડ નીચે ઉભો રહ્યો છે ને પગની આંગળીઓ વડે ભોંય પર પડેલાં ચંપાનાં પુષ્પોને ખસેડી રહ્યો છે.]

**કાલિદાસ:** (અધીરાઇથી પગ વડે ફુલને કચરી નાંખી) ક્યાં સુધી મને આમ ઉભો રાખશે? એવી વાતુડીઅણ છે! જેમતેમ કરતાં હું આચાર્યદેવ પાસેથી સટકી આવ્યો ને અહીંઆં તો મહામાયા મળે જ નહીં. જેમ વિધિ તેમ સુંદરી,—દુર્ભાગીને ટવળાવવામાં જ મજાહ માને છે. (નીસાસો મુકે છે.)

[શશિલેખા રોફમાં આવે છે. ચારે તરફ જુએ છે અને પાછી જવા જાય છે. તે રોફીલી સ્ત્રી જણાય છે. તેણે તે સમયમાં

સન્નારીને યોગ્ય વસ્ત્રો પહેર્યાં છે: એક ચણીઓ, છાતી પર આડો બાંધેલો ચીનાંશુકનો કકડો-જેને પાછળથી ગાંઠી લેવામાં આવ્યો છે ને જેનું ફુમતું પાછળ લટકે છે—માથે ને ખભા પર નાનું ઉત્તરીય.]

શશિલેખા! શશિલેખા!

**શશિલેખાઃ** (હસી પડે છે) કોણ કાલિદાસ?

**કાલિદાસઃ** શશિલેખા, સ્વસ્તિ! શું શોધે છે?

**શશિલેખાઃ** મારા મનમાં કે ઉદ્યાન નિર્જન હશે.

**કાલિદાસઃ** એકાંતમાં ધ્યાન ક્યારથી કરવા માંડયું?

**શશિલેખાઃ** (નાક ચઢાવી) મેં મારા પ્રિયતમને ચીતરવા માંડયા ત્યારથી. એમને હું પટ પર ચીતરું છું ત્યારે મને કોઇનું મોઢું નથી ગમતું.

**કાલિદાસઃ** સાચું કહું તો મારે તને એક પ્રશ્ન પુછવો ન હોય તો તારું મોઢું પણ મને ગમે નહીં. (શશિલેખા હસી પડે છે.) હસ નહીં. પણ કૌમુદી વિનાની શશિલેખા શા કામની?

**શશિલેખાઃ** (મચકો કરી) બળ્યા તમારા કોયડા! અહીંઆં કોણ ઉકેલવા બેઠું છે? ઉભા રહો, માધવીને મોકલી આપું.

(ચાલી જાય છે.)

**કાલિદાસઃ** શો મીજાજ છે? હોય. ચાલ્યાં! જાણે કેમ એના વિના સૃષ્ટિ રસાતાળ જવાની હોય...પણ એમાં એનો વાંક નથી. મદન અદ્દ્ભુત છે, મદિરાથી પણ વધારે મસ્ત બનાવે છે. એના પ્રેરાએલાં બે જણ શિવશક્તિ સમ કૈલાસે ચઢી જગત પર દયાભીની દૃષ્ટિ નાંખવાની દરકાર કરતાં નથી. ઉહ. માધવીને શું થયું છે? (નિઃશ્વાસ મુકે છે.) સાગર પાસે અમૃત મેળવવું

સહેલ છે પણ વાતગરી વહાલીનાં અધરામૃત અધરાં છે.

[ચમકીને ઉત્સાહભેર જુએ છે. માધવી—રૂપાળી, છમકતી ને ચબરાક યુવતી દોડતી દોડતી કાલિદાસ પાસે આવે છે ને નાકે આંગળી મુકી બોલવા માંડે છે. તે હાંફે છે. તેનાં સ્તન ઉછળતાં દેખાય છે, ને તેની આંખો ચમકે છે; અને તેનો પ્રિયતમ આ બધું જોઈ જિજ્ઞાસા ને બોલવાની ઉત્કંઠા વચ્ચે સહર્ષ ઝુલે છે. બનેનાં મુખ પર પ્રણયનો પરમાનંદ છે. તેમને ભાન નથી કે આ એકબીજા માટે અનુભવેલી ઊર્મિઓ વર્ષો પછી શાકુંતલ ને મેઘદૂતમાં શાબ્દિક પુનર્જીવન પામશે અને અનંત કાળ સુધી ભાવિને પ્રણયના પાઠ શીખવશે.]

**માધવી:** મારી વાત સાંભળો—

**કાલિદાસ:** (ઉત્સુકતાથી) પણ મારી વાત તો સાંભળ—

**માધવી:** પણ મારી સાંભળો, તમે બોલશો નહીં—

**કાલિદાસ:** પણ તું બોલવા જ દેતી નથી ને!

**માધવી:** (હાથ લંબાવી)—પણ મારી વાત તો સાંભળો.

**કાલિદાસ:** નથી સાંભળતો. (કાને હાથ દે છે.)

**માધવી:** નથી સાંભળતા તોપણ બોલીશ. સાંભળો, આજે મહાદેવી ઘણાં ગુસ્સે થયાં છે.

**કાલિદાસ:** (ભુલમાં) કેમ?

**માધવી:** સાંભળો તો કહું ને?

**કાલિદાસ:** (હસીને) કહે, કેમ?

**માધવી:** આજે મહાદેવીને મળવા દેવ આવવાના છે. અને યુદ્ધમાંથી પાછા આવેલા મહારાજ ચંદ્રગુપ્ત પણ મળવા આવવાના છે. મહાદેવી એવાં લાલપીળાં થઈ ગયાં છે.

**કાલિદાસ:** (હસીને) હું સાંભળી રહ્યો. હવે તું સાંભળશે!

માધવી: બળ્યું, પુરું સાંભળતા જ નથી!

કાલિદાસ: વારુ, કહે જોઇએ.

માધવી: મહાદેવી એવાં ગુસ્સે થયાં છે.

કાલિદાસ: એ વાત તેં ધનપાઠી વિપ્રની પેઠે મને ત્રણ વખત કરી.

માધવી: તો ચોથી વાર સાંભળો. કોઇનો સહવાસ કરવો નહીં એવું વ્રત મહાદેવીએ સેવ્યું છે તે દેવ તોડવા માગે છે.

કાલિદાસ: હવે પાંચમી વાર પાછું તે ને તે કહેને.

માધવી: (મોઢું ચઢાવીને) જાઓ ત્યારે, એવું કરશો તો હું ફરી કાંઇ નહીં કહું.

કાલિદાસ: ના—ના; એમ ખોટું શું લગાડે છે? પણ હવે મને જરા સાંભળશે?

માધવી: જુઓ, એવું કહો છો? મેં કોઇ દહાડો ના કહી છે ખરી?

કાલિદાસ: ત્યારે કોઇ તને આસપાસ દેખાય છે?

માધવી: (ચારે તરફ જોઇ) ના.

કાલિદાસ: (આંખો નચાવી) ત્યારે પાસે આવ, ને—

માધવી: (મોં મચકાવી) ના., તમે શી વાત લાવ્યા છો તે કહો પછી એનાં મૂલ્ય.

કાલિદાસ: કોઇ આવી ચઢે તો? હું બધું કહું ને તેનાં દામ રહી જાય તો?

માધવી: (એકદમ કાલિદાસને ચુંબન કરીને) લો ચાલું! હવે કહો.

કાલિદાસ: સાંભળ.

માધવી: આ ક્યારની સાંભળું છું ને—

કાલિદાસ: મહારાજ ચંદ્રગુપ્ત મારા બાલમિત્ર થાય—

માધવી: તમે એ વાત મને રોજ કહો છો.

કાલિદાસ: તે આજે આવ્યા કે હું તેમની પાસે ગયો; અમે ભેટયા—

માધવી: (મોં મચકોડી) હવે આવજો કોઇ દહાડો મને અડકવા—

કાલિદાસ: અરે ગાંડી! પરાક્રમદેવે પોતાની કરેલી પૃથ્વીને ધર્મ વડે દ્વિજ કરી રહેલા આચાર્યદેવ; શાસ્ત્રોને હાથમાં રમાડી રહેલા મહામંત્રીવર્ય વાત્સ્ય; રાજનીતિને દાસી બનાવી રાખનાર કુમાર અમાત્ય; અને સેંકડો રણોનો કંપાવનાર ઇન્દ્રાનનો પુત્ર આમ્રકર્દવ: આવા ચાર દિગ્ગજો જેવા જોતા હતા ને મહારાજ મારી કોટે વળગ્યા, ને ધીમેથી પુછ્યું "કયું કાવ્ય રચે છે?"

માધવી: (પ્રશંસાથી) આર્યપુત્ર! તમને જોઇ કોણ જાણે કેમ બધા ગાંડા જ થઈ જાય છે.

કાલિદાસ: પણ એ કેમ આવ્યા છે તે ખબર છે?

માધવી: તમે તેના મોટા બાલવયસ્ય છો તો તમે જ કહોને.

કાલિદાસ: પ્રિયે, સાંભળ. જેમ માતંગને મદ ઝરે છે તેમ મારા મિત્રને વીરતા ઝરે છે. (ધીમેથી) દેવને એ ઉજ્જયની લઇ જવા આવ્યા છે—યુદ્ધે ચઢવા.

માધવી: (ખડખડ હસીને) દેવ યુદ્ધે ચઢવાના! એના પહેલાં તો હું ચઢીશ. પણ ત્યાં દેવનો શો ખપ પડયો!

કાલિદાસ: લાંબે કાળે પાછો ફરેલો મારો મિત્ર એમ માને છે કે દેવ ઉજ્જયની જાય તો શકપતિની શેહ ખાઇ રહેલી

સેનાને શૂર ચઢે. એને ક્યાં ખબર છે કે દિવસ પાછળ રાત્રિ તેમ પરાક્રમ પાછળ કાયરતા આવે છે?

**માધવી**: પછી તમે એમને બધું કહ્યું ને?

**કાલિદાસ**: હા. ને સાથે સાથે મહાદેવીની વાત કરી.

**માધવી**: એમણે તો બે વર્ષે પાટલિપુત્રમાં પગ મુક્યો. એટલે મહાદેવીને જોયાં પણ નહીં હોય!

**કાલિદાસ**: પરાક્રમદેવ જીવતાં, સૌરાષ્ટ્ર લઢવા જતાં વયસ્ય ચંપાવતીમાં રહ્યા હતા ત્યારે જોયાં હોય તો. ધ્રુવદેવી કેમ પરણ્યાં, કેમ રહ્યાં, એકાંત કેમ રહે છે એ બધી વાત કરી—

**માધવી**: હાય હાય! ત્યારે તો મારી વાત પણ કરી હશે. હવે આવજો—

**કાલિદાસ**: (ચંપાનું ફુલ તોડી માધવી તરફ ફેંકે છે.) શ્રોત્રિયને વેદોચ્ચાર તેમ મને તારી વાત. એના વિના ચાલતું જ નથી.

**માધવી**: અને મને પણ તમારા વિના ચાલતું નથી. આર્યપુત્ર! આ સિંહસ્થનો સૂર્ય મુઓ ક્યારે ઉતરશે?

**કાલિદાસ**: હે દેવી! એ ઉતરવાનો ખરો ને હું તારું પાણિગ્રહણ કરવાનોએ ખરો.

**માધવી**: પેલાં મહાદેવી આવે!

**કાલિદાસ**: માધવી! જો જો. આ બીચારી ગર્વિષ્ઠ મહાદેવી આ ભવ્ય પ્રાસાદોમાં આમ એકલી, અટુલી, તેજહીણી ફરે છે—પરલોકવાસી પરાક્રમદેવની આશ્રયવીહોણી રાજલક્ષ્મી સમી. (જોયા કરે છે.)

**માધવી**: મહાદેવીને આમ જોઉં છું ત્યારે મારી આંખોમાં

આઁસુ આવે છે. દિવસ ઉગે છે, ને આથમે છે પણ એ ભાગ્યે ચાર વાક્યો ઉચ્ચારે છે.

કાલિદાસ: કેવો દેહ, કેવો આત્મા અને કેવું કરમ! જો તો ખરી કેવી ભવ્ય ને કરુણ મૂર્તિ! કેવી ખેદભરી ગતિ! જાણે ઉગતા પ્રભાતે ભુલી પડેલી ફીક્કી, આછી શશિલેખા.

[ ધ્રુવદેવી ધીમેધીમે આવે છે. તેની મોટી આંખો નિર્મળતા દર્શાવે છે. તેનું ફીક્કું ને સખત થએલું મુખ વાતાવરણને ખેદભારે દુઃસહ કરે છે. તેનાં ડગલાં ધીમાં પડે છે. તેના અંગેઅંગમાંથી નિરાશાભર્યું ગૌરવ અને પાષાણવત્ થએલું સૌંદર્ય નીતરે છે. તે ધીમેધીમે ઉદ્યાનમાં ચાલી જાય છે.]

કાલિદાસ: (ધીમેથી) ભગવાન ભોળાનાથ! આને ઘડી તો એનો ભોગી શેં ન ઘડ્યો?

માધવી: (ધીમેથી) મને મોંમાંગ્યો મળ્યો એવો એને મળ્યો હોત—

શશિલેખા: (દોડતી આવે છે.) માધવી! સાંભળ્યું કે?

માધવી—કાલિદાસ: (બને સાથે) શું છે?

શશિલેખા: તારે ત્યાં ઋષિ આવ્યા હતા ને—

માધવી: હા. દેવ પાસે ગુરુદક્ષિણા મેળવવા—

શશિલેખા. તેને દેવે મહેલમાંથી કાઢી મુક્યા.

કાલિદાસ: શું એ શ્રોત્રિયનું અપમાન કર્યું?

શશિલેખા: હા.

[ બધાં અજાયબ થઇ એકબીજા સામું જુએ છે. એટલામાં ધ્રુવદેવી પાછાં આવે છે ને બધાં માનભેર જોયાં કરે છે. ધ્રુવદેવી આગળ આવે છે અને સ્ત્રીઓ પગે પડે છે.]

કાલિદાસ: સ્વસ્તિ બહિણી!

ધ્રુવદેવીઃ (મ્લાન અવાજે) કોને કાઢી મુક્યા?

શશિલેખાઃ બ્રહ્મારણ્યથી સોમદત્ત શ્રોત્રિય ગુરુદક્ષિણા માંગવા આવ્યા હતા તેને.

ધ્રુવદેવીઃ (થોડી વારે ઉંચું જુએ છે.) શશિલેખા! જા, એમને અહીંઆં પધારવાની કૃપા કરવાનું કહે. (શશિલેખા મુંગે મોઢે પાછી ફરે છે.)

કાલિદાસઃ (હસીને ખુશ કરવાનો પ્રયત્ન કરતાં) સ્વામિની! શાહાનુશાહીની ભેટો આવી છે, અને કુંતલેશ્વરને ત્યાં આપણા સંધિવિગ્રહક જવાના છે. (ધ્રુવદેવી મુંગે મોઢે જોયાં કરે છે.) વારાણસીમાં ભગવાન સંકર્ષણના મંદિરનું વાસ્તુ કરવા ભગવતી જવાનાં છે. કાલથી શતસાહસ્રી સંહિતા[1]નું પારાયણ— (ધ્રુવદેવી જરાક તિરસ્કારથી હસે છે એટલે ક્ષોભથી જરા અચકીને ખુશ કરવાનો પ્રયત્ન કરતાં) સ્વામિની! એક વાત તો જાણી હશે. મહારાજ ચંદ્રગુપ્ત ઉજ્જૈયનીથી આવ્યા છે ને ગુપ્તકુલની રાજ્યલક્ષ્મીના દર્શનનો અભિલાષ રાખે છે.

ધ્રુવદેવીઃ દર્શનઘેલાંઓની હું દેવી નથી.

કાલિદાસઃ ભટ્ટિણી! તમે તો એમને જોયા પણ નથી.

માધવીઃ આપ જોશો તો ખુશ થઇ જશો એવા સરસ માણસ છે. (ધ્રુવદેવી ડોકું ધુણાવે છે.) સ્વામિની! તમે જોજો તો ખરાં. સિંહની જોડે લઢે છે તો તેનો જીવ કાઢી નાંખે છે.

ધ્રુવદેવીઃ (ટાઢાશથી) આ કુલમાં બધા જ જીવ કાઢે એવા છે.

કાલિદાસઃ પણ મહારાજ તો કાર્તિકેયનો અવતાર છે.

---

૧ મહાભારત

ચંદ્રગુપ્ત: (બહારથી અવાજ આવે છે.) મારે માટે આજ્ઞા ન હોય.

શશિલેખા: (બહારથી ગુંગળાતે અવાજે) ભટ્ટિણી!...

[ધ્રુવદેવી વગર બોલ્યે ગુસ્સાથી જોઇ રહે છે.]

કાલિદાસ: આવ્યા—

[ચંદ્રગુપ્ત શશિલેખા સાથે આવે છે. તેણે બોલવા જતી શશિલેખાને મોઢે હાથ દીધો છે. એ ૨૪ વર્ષનો, રૂપાળો ને ઉંચો યુવક છે. એના ગુંછળીઆળા વાળ એના ખભા પર વિસ્તરે છે. એની મોટી આંખોમાં નીખાલસપણું ને મમતા છે. એનું મોઢું હસુંહસું થાય છે. એ બેધડક ચાલ્યો આવે છે. એણે માથે કુશાન રાજાઓ ટોપી પહેરતા હતા એવી પહેરેલી છે. શરીરે લોખંડના નાના ગોળ કકડા ચોંટાડેલું ચામડાનું બખ્તર પહેર્યું છે. પગે પણ તેવી જ બંધબેસતી સુરવાલ અને ચાંચવાળા જોડા પહેર્યા છે. વિદેશી કુશાનોની સત્તા અને સમૃદ્ધિ હાથ કરી ત્યારે પરાક્રમદેવે તેમની યુદ્ધ-પદ્ધતિ ગ્રહી હતી તે આ પહેરવેશથી સ્પષ્ટ દેખાય છે. એના હાથમાં એક ફુમતાવાળો ભાલો છે.]

ચંદ્રગુપ્ત: મહાદેવી! ક્ષમા કરો. આ ચાર આંગળની છોકરી મને આવવા નહોતી દેતી. (એ તોફાનમાં હસે છે.)

ધ્રુવદેવી: (જાણે ઘણું તેજ પડતું હોય તેમ આંખો ઉઘાડદે કરે છે અને ક્ષોભથી છાતી પર હાથ મુકે છે. પછી હોઠ બીડી પરિચિત મુખને અપરિચિત રીતે જોયાં કરે છે. ધીમેથી) મહારાજ!

ચંદ્રગુપ્ત: (હસીને ઉત્સાહથી) આજે એ વર્ષે અને અહીંઆં પગ મુકવાનો અને પહેલી વાર સ્વામિનીની કૃપા માગવાનો વખત મળ્યો. મારે આ ચીબાવલી કહે બહાર ઉભા રહો!

[શશિલેખાની સામું મજાકમાં ખડ્ગ ખેંચવાનો ચાળો કરે છે ને હસે છે. ધ્રુવદેવી સ્વાસ્થ્ય મેળવવાનો પ્રયત્ન કરે છે, પણ બોલાતું નથી.]

સ્વામિની! પરમ દિવસે તો હું પાછો જવાનો. અને તમને પગે લાગ્યા વગર જાઉં? ને (કાલિદાસને) આ વયસ્ય—

**કાલિદાસ:** મહારાજનો જય.

**ચંદ્રગુપ્ત:** આ જ તમારાં—(માધવી નીચું જુએ છે.)

**કાલિદાસ:** મેં નહોતું કહ્યું કે અમે શંકરપાર્વતીની પેઠે એકબીજાને—

**ચંદ્રગુપ્ત:** (જરાક હસીને) કે પછી બે પંખીડાં જેવાં—બેસીને ચકચક કર્યા જ કરો છો.

**કાલિદાસ:** મહારાજ!

**ચંદ્રગુપ્ત:** (હસીને) આ બ્રાહ્મણને હું ઓળખું છું. અમે નાના હતા ત્યારથી મારે મોઢે ખોટું કહી એ માધવી જોડે રમવા નાસી જતો. (તે ધ્રુવદેવી તરફ જુએ છે ને અટકે છે. દેવી સ્વસ્થ થઇ પથ્થરની પુતળી સમી સખેદનયને જોયાં કરે છે.) સ્વામિની! સ્વામિની! આટલાં બધાં ગંભીર શું થાઓ છો? બે વર્ષે શકોનાં માથાં વાઢી વાઢીને હું ઘેર આવ્યો ને આમ તમે અતડાં ને ઓછાંબોલાં રહો તે કેમ ચાલે? પૃથ્વીપતિના પુત્ર તરીકે કે દેવના ભાઈ તરીકે આજ્ઞા કરું છું.

**કાલિદાસ:** સ્વામિની! ખોટું લગાડશો નહીં. એ હંમેશાં એમ જ કરે છે: જાણે પૃથ્વી એમની હોય ને!

**ચંદ્રગુપ્ત:** (હસીને) હા; પૃથ્વી તો અમારી—પરાક્રમદેવના પુત્રોની જ છે, કવિરાજ! (એક ઝાડના થાળા પર બેસે છે.)

સ્વામિની! આ શીલાનલ પર બેસો. (ધ્રુવદેવી સ્વાસ્થ્ય ને છટાથી દૂર શીલાતલ પર બેસે છે.) સ્વામિની! હું કેમ આવ્યો તે ખબર છે? પહેલાં જે શકો પિતાજીના નામથી કાંપતા તે હવે નિર્ભય બની જોર પર ચઢ્યા છે. સૌરાષ્ટ્રનાથ મહાક્ષત્રપ રુદ્રસેન સૈન્ય લઈ ઉજ્જયની પર ચઢી આવે છે. એટલે આપણાં સૈન્યોને દેવની આજ્ઞાના પ્રોત્સાહનની જરૂર છે. (ધ્રવદેવી તિરસ્કારથી જોઇ રહે છે.) હું તેમને ઉજ્જયની લઇ જવા આવ્યો છું.

**ધ્રુવદેવી:** તમે બસ નથી?

**ચંદ્રગુપ્ત:** (હસીને) હું તો બીચારો ચંદ્રગુપ્ત. હું કાંઇ મહારાજાધિરાજ રામગુપ્તદેવ છું? (ધ્રુવદેવી નિઃશ્વાસ મુકે છે.) પણ જુઓ તો ખરા, મને મળવાની ભાઇને પુરસદ ક્યા મળી છે?

**કાલિદાસ:** મહારાજ! એ કોઇ દહાડો આવે?

**ચંદ્રગુપ્ત:** નહીં કેમ આવે? સ્વામિની! એને મોકલવા એ તમારું કામ!

**ધ્રુવદેવી:** (ખેદથી ડોકું ધુણાવતાં) ના.

**ચંદ્રગુપ્ત:** (ઉત્સાહથી) ના કેમ? મહાદેવી! સમસ્ત જગતનો ભાર ગુપ્તકુલની મહાદેવી—

**ધ્રુવદેવી:** (તિરસ્કારથી જરા હસે છે. ચંદ્રગુપ્ત ખંચાઇને સુધારે છે.) બંને પર—દેવ અને મહાદેવી પર.

**કાલિદાસ:** જેમ વિષ્ણુ ને લક્ષ્મી પર—

**ચંદ્રગુપ્ત:** (ચાળા પાડીને) જેમ બધો ભાર તારા પર અને માધવી પર છે તેમ. સ્વામિની! તમે તો વીર અને વીરાંગનાનાં પુત્રી છો. તમારાં માતાની પ્રશંસા મેં સાંભળી છે. અને આ કુલમાં કુમારદેવી ને દત્તદેવીને સ્થાને આજે તમે શોભો છો.

અત્યારે શ્રી ગુપ્તકુલની કીર્તિ પર કલંક આવે એમ છે ને તમે આમ કેમ જોઇ રહ્યાં છો?

**ધ્રુવદેવી:** (નીચું જોઇ ધીમેથી) નષ્ટ કીર્તિનાં સ્મરણોમાં મને રસ નથી પડતો.

**ચંદ્રગુપ્ત:** (અજાયબીથી) નષ્ટ કીર્તિ! સ્વામિની! પરાક્રમદેવની જ્વલંત કીર્તિ જોઇ આજે સૂર્ય થંભે છે ને દેવો કાંપે છે. તમે આમ શું બોલો છો? તમારું સ્થાન તો સમરમાં છે.

**ધ્રુવદેવી:** (ખેદથી પણ દૃઢતાથી) મારૂં સ્થાન અહીંઆં છે. (કટુતાથી) ગુપ્તવંશજના મહાપ્રાસાદોમાં—

**ચંદ્રગુપ્ત:** (સમજાવતાં) સ્વામિની! ભુલશો મા. આ મહાપ્રાસાદો તો શોભાના છે. કુમારદેવીએ આઠ વર્ષ સમરાંગણ સેવ્યું, દત્તદેવીએ કેટલાંએ વર્ષ પરાક્રમ દેવ જોડે વિજયયાત્રા આદરી—

**ધ્રુવદેવી:** (હોઠ પીસી ડોકું ધુણાવે છે.) હું જુદી છું—

**ચંદ્રગુપ્ત:** (હીંમતથી પાસે આવી) તમે એ બધાંથી જુદાં થવા માંગો છો?

**કાલિદાસ:** (માધવીને) ચાલ.

**માધવી:** ભટ્ટિણી! આજ્ઞા હોય તો ગંધ ને માલા તૈઆર કરૂં.

[ધ્રુવદેવી ડોકા વડે હા કહે છે.]

**કાલિદાસ:** ને હું પણ જાઉં છું.

**ચંદ્રગુપ્ત:** (હસે છે) વયસ્ય! માધવી ગઇ કે તું રહે? જા.

[કાલિદાસ ને માધવી જાય છે.]

સ્વામિની! તમે શા માટે આવાં થવા મથો છો? આ વયે આ એકાંતવાસ શો? આ મૌન શું? આ વૈરાગ્ય શો? શા માટે? આ બધું જોઇ હું સ્તબ્ધ થઇ ગયો છું. શું મહાભાગવતોનું પુણ્ય પરવારી ગયું!

**ધ્રુવદેવી:** (જરાક ખસીને) કોણ કહે છે?

**ચંદ્રગુપ્ત:** (ઉભો થઈ કરગરે છે.) સ્વામિની! આમ શા માટે બોલો છો? હું તમને ઓળખું છું;—સારી રીતે. તમારાં લગ્ન નહોતાં થયાં ત્યારે ચંપાવતીમાં અચ્યુતદેવને ત્યાં હું રહ્યો હતો. સ્વામિની! હું તે વખતે તમને મળ્યો ત્યારે તમે શૌર્ય ને વાણી વડે વિદ્યુલ્લેખા સમાં ચમકતાં. (ધ્રુવદેવી નીચું જોઈ નિઃશ્વાસ મુકે છે.) અત્યારે તમારા તેજ ને પ્રતાપ માટે જગત તલસે છે ત્યારે આ બધું શું? મને કહો!

**ધ્રુવદેવી:** (ગર્વથી) મારે શું હોય?

**ચંદ્રગુપ્ત:** સ્વામિની! કહો, મને કહો! તમારી ને ભાઈની વચ્ચે શું થયું છે? એમનાં શ્રેય ને સુખ બંનેમાં હું ભાગીદાર છું. તમે—સમસ્ત જગતની રાજ્યલક્ષ્મી આમ બોલશો તો ચૌદ લોકનું થશે શું? યાદ છે? ચંપાવતીમાં તો ભગવતી અને કુમારદેવી તમારા આદર્શો હતા.

**ધ્રુવદેવી:** (વેદનાથી) આજની વાત જ આજે સારી.

**ચંદ્રગુપ્ત:** ધ્રુવદેવી! ભાઈ ને તમારી વચ્ચે તુટ્યું હશે તો સાંધી આપીશ.

**ધ્રુવદેવી:** (ગર્વથી અને ગુસ્સામાં) મારે સાંધનારની જરુર નથી. જેવી છું તેવી ઠીક છું.

**ચંદ્રગુપ્ત:** (ધ્રુવદેવીનો ગર્વ સમજી જઈ) ક્ષમા કરો. મારાથી બોલાઈ ગયું. સ્વામિની! તમે દુઃખી છો તે હું જાણું છું. એ દુઃખનાં મૂલ ઉંડાં છે તે સમજું છું. પણ મારાથી બને તે નહીં કરવા દો? તમને લાગે છે કે અમને બધાને શી ગુપ્ત-કુલના પરાક્રમની અને કીર્તિની પડી છે ને તમારી કોઈને પરવા

નથી? (ઊર્મિભર્યો) કહો, મહાદેવી કહો!

**ધ્રુવદેવી:** અચ્યુતદેવની પુત્રી માત્ર સાંભળે છે, કહેતી નથી.

**ચંદ્રગુપ્ત:** પણ એવું છે શું? મને કહો તો ખરાં! કોઈને કહેવા જેવું નહીં હોય તો મારા મોઢામાંથી એક અક્ષર નીકળશે નહીં. ને કાલે તો હું પાછો જવાનો. તમને શું દુઃખ છે?

[ધ્રુવદેવી ટાઢાશથી દૂર હઠી ગર્વથી જોયાં કરે છે.]

**માધવી:** (દોડતી આવે છે.) ભટ્ટિણી! મહારાજ!—દેવ પધારે છે. (ધ્રુવદેવી હોઠ પીસી સ્વસ્થ બને છે.)

**બંદીજન:** (બહારથી)

જ્વાલામાલ બની દહે અરિકુલો ને મિત્રના વૃન્દમાં—
શાળી ચન્દનશી સદા વહી રહે જેની યશશ્ચન્દ્રિકા;
નિત્યે ઉન્નત કીર્તિના ધ્વજ સમો શ્રી ગુપ્તવંશે રહ્યો
તે શ્રી પૌત્ર નરેન્દ્રચન્દ્ર–મહિષી દેવીકુમારી તણો—

ડુબાવી ઉપમાન સૌ સ્વસલિલે, ઉલ્લંઘી સર્વે સીમા
ગાજે દેવ સમુદ્રગુપ્ત હજીએ તે લોક—આ લોકમાં;
તેનો પુત્ર, સુરેન્દ્રનો પ્રતિરથી સન્નીતિ ને શૌર્યમાં
તે રાજેન્દ્ર શ્રી રામગુપ્ત શરણે આવેલ રક્ષો ધરા.

કૃતાંતપરશુ દેવ અશ્વમેધપરાક્રમ
પરાક્રમાંક રાજેન્દ્ર રાચો પુત્રપરાક્રમે.

**કંચુકી:** (બહારથી) મહારાજાધિરાજ, દેવ! આ તરફ. મહાભાગવત! આ તરફ.

[રામગુપ્ત આવે છે. મુકુટ, ચીનાંશુક, આભૂષણોથી સજ્જ, પરાક્રમદેવની કીર્તિનો આ વારસ પાન ચાવે છે. તેણે પીતાંબર પહેર્યું છે. તે સુક્કો છે. તેની નીશાસરી આંખોની આસપાસની

ચામડી કાળી થઇ ગઈ છે. તેના વાળ છુટા છે; તેના મુખ પર તિરસ્કારયુક્ત હાસ્ય છે; તેની ચાલમાં જરાક લથડાટ દેખાય છે. તેની પાછળ બે યવન સુંદરીઓ આવે છે: એકના હાથમાં મયૂરપિચ્છનો પંખો છે; બીજીના હાથમાં પીચદાની છે. પાછળ કાલિદાસ અને માધવી આવે છે. ધ્રુવદેવી હાથ જોડી માથું નમાવી બબડે છે.]

**ચંદ્રગુપ્ત**: (જઇને પ્રણિપાત કરે છે.) સ્વામી! ભાઇ! તમારો જય થાઓ, જય થાઓ!

**રામગુપ્ત**: (દાંત પર જીભ ફેરવી) મહાદેવી! મેં કહાવ્યું કે હું આવું છું છતાં ના કેમ કહાવી? (તિરસ્કારથી) આ કોણ? તું અહીંઆં ક્યાંથી, ચંદ્ર? મેં ગૂહસેન જોડે નહોતું કહાવ્યું કે મને હમણાં ફુરસદ નથી?

**ચંદ્રગુપ્ત**: (ગર્વથી જોઇ રહી) સ્વામી! તમને—પરાક્રમદેવના પુત્રને યુદ્ધના સંદેશ સાંભળવાની ફુરસદ નથી?

**રામગુપ્ત**: (હસીને) વત્સ! તું નવો આવ્યો છે એટલે તું ક્ષમાને પાત્ર છે. સાંભળ, અમારી મોજમાં અમે કોઇને વિક્ષેપ પાડવા દેતા નથી.

**ચંદ્રગુપ્ત**: (અધીરાઇથી) સ્વામી! શું કહો છો?

**રામગુપ્ત**: (હસીને) વત્સ! ગભરા નહીં. પરાક્રમદેવના દિવસો ગયા. હવે જગતનો નાથ હું છું.

**ચંદ્રગુપ્ત**: પણ આમ કરશો તો કેટલા દિવસ જગતના નાથ રહેશો?

**રામગુપ્ત**: (હસીને) તેની ચિંતા નહીં કર. ચાર પેઢીના પરાક્રમે જીતેલી પૃથ્વી કોઇએ તો ભોગવવી ને?

**ચંદ્રગુપ્ત**: (ધ્રુવદેવી તરફ દૃષ્ટિ નાંખીને) પણ હું તો તમને

યુદ્ધમાં લઇ જવા માટે આવ્યો છું. ક્ષત્રપ રુદ્રસેન વીફર્યો છે. મહાદંડનાયકને વધારે સૈન્યની જરુર છે. અને બધાથી વધારે જરૂર આપની છે. આપ આવશો નહીં ત્યાં સુધી સૈન્યમાં વિજયોત્સાહ આવવાનો નથી.

**રામગુપ્ત:** (હસીને) વત્સ! પરાક્રમદેવ હંમેશાં કહેતા કે એમની કીર્તિ તું જાળવવાનો છે. તું એમના સૈન્યને પ્રેર, હું એમની રાજ્યલક્ષ્મી ભોગવું છું. (ખડખડ હસે છે.) મહાદેવી! કેમ, ખરું ને? માલિકા! મધુરિકા! ખરી વાત ને?

**ચંદ્રગુપ્ત:** (ગુસ્સો દબાવી) એટલે તમે નહીં આવો?

**રામગુપ્ત:** પણ જો હું આવું તો તું શું કરશે? ઉન્દાન શું કરશે? પાછો જાય ત્યારે ઉન્દાનને કહેજે કે મહાભાગવતો અત્યાર સુધી પૃથ્વીના વિજેતા હતા, હવે ભોક્તા થયા છે. વત્સ! તું હતો તેવો રહ્યો; લડીલડીને અવતાર ગયો, પણ તારા જીવને શાતા ન વળી!

**ચંદ્રગુપ્ત:** (ગાંભીર્યથી) પણ તમારે આવવું જ પડશે.

**રામગુપ્ત:** (હસીને) જા, જા!

**ચંદ્રગુપ્ત:** (જીદથી) હું તમને ઉપાડી જઇશ. આપને પણ આવવું પડશે ને સ્વામિનીને પણ આવવું પડશે.

**રામગુપ્ત:** (ખંધાઇથી) તેમાં અહીંઆં આવ્યો હશે? ફાંફાં છોડ ફાંફાં. માલિકા! આ મારો પુષ્પહાર રાખ તો. (શશિલેખા આવે છે.) કોણ શશિલેખા? ક્યાંથી દોડતી આવી?

**શશિલેખા:** સ્વામીનો જય! ભટ્ટિણીનો જય! ભટ્ટિણી! આચાર્યદેવને મેં આપનો સંદેશો કહ્યો. એમણે આ પૂજ્ય શ્રોત્રિયને અહીંઆં જ મોકલ્યા. આ પધાર્યા.

[એક જુવાન શ્રોત્રિય આવે છે અને
ઉભો રહે છે. એણે વલ્કલ પહેર્યાં છે.]

રામગુપ્તઃ શશિલેખા! (ભ્રૂભંગ કરી) આને અહીંઆં કેમ બોલાવ્યો? સવારે મેં એને કાઢી મુક્યો હતો—

ચંદ્રગુપ્તઃ (પગે લાગી) વિપ્રવર્ય! પ્રસન્ન થાઓ.

ધ્રુવદેવીઃ (પગે લાગી) આર્ય! વંદું છું.

શ્રોત્રિયઃ વિજય કર, કુમાર! સ્વસ્તિ, ભવતી!

રામગુપ્તઃ અરે ઓ! પણ તને અહીંઆં બોલાવ્યો કોણે—

ધ્રુવદેવીઃ (ગુસ્સામાં ઉંચું જોતાં) મેં એમને બોલાવ્યા—

શ્રોત્રિયઃ (ગૌરવથી) રાજન્! ગુરુનો મોકલ્યો હું અહીં આવ્યો. મને ખબર નહોતી કે અશ્વમેધપરાક્રમ પરલોક ગયા છે. જો જગતનું છત્ર કેવાને શિર છે તે જાણ્યું હોત તો કુસુમપુરમાં પગ નહીં દેત.

ચંદ્રગુપ્તઃ (હાથ જોડી) તપોધન! કૃપા કરી કહો, આપના આવવાનું કારણ શું છે?

શ્રોત્રિયઃ ગુરુની આજ્ઞાથી ગુરુદક્ષિણા યાચવા આવ્યો હતો. હવે હું પાછો જાઉં.

ચંદ્રગુપ્તઃ (ચારે તરફ અકળામણથી જોઇ) આપ પરાક્રમદેવ પાસે ગુરુદક્ષિણા યાચવા આવ્યા ને ખાલી હાથે જાઓ! વિપ્રશ્રેષ્ઠ! (કાનમાંથી કુંડળ ને ગળામાંથી હાર કાઢી આપે છે.) શ્રોત્રિયોને સંતોષવાનાં સદ્દભાગ્ય કોને મળે? આ સ્વીકારો ને જઇને આપના ગુરુને કહેજો: શ્રી ગુપ્તવંશ પૃથ્વી પર શાસતાં છતાં કોઈ શ્રોત્રિય કુસુમપુરથી ખાલી હાથે નહીં જાય. (ધ્રુવદેવીની સામે જુએ છે. ધ્રુવદેવી જરાક મલકાય છે. હાથ જોડી)

આપને આ ઓછું—

**શ્રોત્રિય:** (આશીર્વાદ દેતાં) ના વત્સ! ઘણું થયું. તારા પિતાની કીર્તિ સમી કીર્તિનો અધિકારી થજે. ભવતી! કલ્યાણ થજો.

[ચંદ્રગુપ્ત, ધ્રુવદેવી અને રામગુપ્ત શીવાય બીજાં બધાં પગે લાગે છે. શ્રોત્રિય જાય છે.]

**રામગુપ્ત:** (તિરસ્કારથી) મૂર્ખ! તને ખબર છે કે આ તારા હાર ને કુંડલનું શું થશે? એના વડે એ ગાયો વસાવશે ને ઉમરભર રાગડા તાણશે.

**ચંદ્રગુપ્ત:** (તિરસ્કારથી કાંપતી ધ્રુવદેવી તરફ જોઇ રહી) ભાઇ! તમને શું થયું છે? યોગીશ્વર યાજ્ઞવલ્કયે શીખવેલો રાજધર્મ એટલામાં ભુલી ગયા? વિપ્રને દીધેલું ધન તેજ રાજાનો અક્ષય નિધિ છે. એની ગાયો આપણી કામદુધા થશે; એનું જીવન આપણી મૂર્તિમાન કીર્તિ થશે; એનો વેદોચ્ચાર આપણો મોક્ષ થશે.

**રામગુપ્ત:** (હસીને) હાસ્તો! આચાર્ય એવું ન શીખવે તો એનો ભાવ કોણ પુછે?

**ચંદ્રગુપ્ત:** (અધીરાઇથી) આચાર્યનો ભાવ! એ યોગીન્દ્ર ન હોત તો આપણા કુળનો ભાવ કોણ પુછત? પરાક્રમદેવ શું કહેતા હતા તે પણ વીસરી ગયા? 'જયાં આચાર્યદેવની સ્મૃતિ વિચરશે ત્યાં જ શ્રી ગુપ્તકુલની કીર્તિ અનુસરશે.'

**રામગુપ્ત:** (હસીને) ને એ બધું તું માને છે? (તિરસ્કારથી) તું તો હતો તેવો જ રહ્યો. વત્સ! તું હવે પાછો જા. એ યુગ બદલાઇ ગયો છે. ચંદ્ર! મેં તને શું કહ્યું હતું? હવે શ્રી ગુપ્તનો અધિરાજદંડ મારા હાથમાં છે.

**ચંદ્રગુપ્ત:** (અધીરાઈથી) હા! હું જાણું છું. પણ તમે ન

જાણુતા હો તો જાણજો કે એ મહાદંડ પરાક્રમતરસ્યો ને ધર્મરત છે. જે અધિરાજ તેને સાહશે તેને પરાક્રમ કર્યા વિના અને ધર્મને રક્ષ્યા વિના છુટકો નથી.

**રામગુપ્ત:** ગભરાઈશ નહીં, વત્સ! પરાક્રમ કરનારા મને જોઈશે ત્યારે ઘણા મળશે.

**ચંદ્રગુપ્ત:** (તિરસ્કારથી) આ શબ્દો તમારા મોઢામાં—

**રામગુપ્ત:** (હસીને) હા. મધુરિકા! મારું મોઢું સુકાય છે. પાન આપ. (મધુરિકાને ગાલે ચોંટી દે છે.) દેવી! આજ પછી એવો સંદેશો મોકલશો નહીં. આજે હું અહીંઆં જ રાત ગાળીશ.

**ધ્રુવદેવી:** (એકદમ ગર્વથી અને સખ્તાઈથી ઉંચું જોઇને) એ કૃપાને માટે હું યોગ્ય નથી.

**રામગુપ્ત:** (તોછડું હસીને) તે હું જાણું કે તમે? આમ આવો, બેસો. (પોતાની પાસે જગા બતાવે છે.)

**ચંદ્રગુપ્ત:** (ધ્રુવદેવીના ગુસ્સાભર્યા મુખ તરફ જોઇ જાણી જાય છે.) સ્વામી! હું કાલે પાછો ઉજ્જયની જવાનો છું. આપને મારી સાથે આવવું પડશે. મહાદેવી આવવા તૈઆર છે.

**કુંચુકી:** (બહારથી) ભગવતી! માતા! આ તરફ, આ તરફ.

[ભગવતી દત્તદેવી આવે છે. દત્તદેવી પોપટીઆ નાકવાળી, સશક્ત સીત્તેર વર્ષની ડોસી છે. તેણે સાદું, સફેદ લુગડું પહેર્યું છે અને કંઠે માલા ધારી છે. એ જુવાનીમાં સુંદર હશે એમ કહી શકાય અને આખા અવતારમાં એણે માથું નમાવ્યું નથી એમ જોઇ શકાય છે. પ્રચંડ ઇચ્છાશક્તિવાળા પતિને જીંદગીભર સેવ્યાને પરિણામે સુંવાળાપણું અને ક્ષોભ, તેના બહારના અભેદ્ય જેવા લાગતા ગૌરવ પાછળ ડોકીઆં કરે છે.]

**રામગુપ્તઃ** (હાથ જોડી) અંબા! આવો પધારો.

**ચંદ્રગુપ્તઃ** (પ્રણામ કરી) અંબા! પ્રસન્ન થાઓ.

**ધ્રુવદેવીઃ** (પ્રણામ કરી) ભગવતી! મારી વંદના સ્વીકારો.

**દત્તદેવીઃ** વત્સો! આયુષ્માન થાઓ.

[રામગુપ્ત પાસે બેસે છે.]

**ચંદ્રગુપ્તઃ** અંબા! મેં ભાઇને વાત કરી પણ ઉજ્જયની આવવાની એ ના પાડે છે—

**દત્તદેવીઃ** (ગૌરવથી) ના પાડે છે! કેમ?

**રામગુપ્તઃ** ચંદ્ર! તું આ બધાં લોકોને પહોંચી વળ્યો લાગે છે.

**ચંદ્રગુપ્તઃ** હું સહુથી પહેલો આપને મળવા આવ્યો, પણ આપને ફુરસદ નહોતી તે શું કરું?

**દત્તદેવીઃ** (રામગુપ્તને) વત્સ! તારે જવું પડશે. તું જશે તો જ આપણા સૈન્યમાં જીવ આવશે, અને ક્ષત્રપ રોધાશે.

**રામગુપ્તઃ** (દાંત પીસી) અંબા! મેં તમને કોઇને કાંઇ પુછ્યું હતું? મારે નથી જવું, થયું?

**દત્તદેવીઃ** પણ વત્સ! તારા પિતાની કીર્તિને કલંક લાગશે.

**રામગુપ્તઃ** ઓ ભગવાન! આ સિંહાસને બેસી મેં પરાક્રમદેવની કીર્તિ શીવાય બીજું કશું સાંભળ્યું નથી. એ કીર્તિ મને નથી જંપવા દેતી, કે નથી કોઇ મને એને ભુલવા દેતું. (બધાં ગુસ્સામાં જોઇ રહે છે. ચંદ્રગુપ્ત ને ધ્રુવદેવી એકબીજાના તરફ જુએ છે.) એક વખત સ્પષ્ટ કહી દઉં? હું મરેલાંની કીર્તિ માટે રાજ્ય કરતો નથી, મારી મોજ માટે કરું છું. આ ચંદ્રને કીર્તિ જોઇએ તો ભલે એ કપાઇ મરે. મેં કાંઇ ના કહી છે? પણ મારે આ પંચાત ન જોઇએ.

[પીચદાનીમાં પીચકારી મારી બીજું પાન ખાય છે.]

દત્તદેવી: વત્સ! જો જગત આ વાત સાંભળે તો શું કહે?

રામગુપ્ત: પણ હું કહીશ ને કે મને રુચે તે અક્કલે હું ચાલવાનો; બીજી નહીં.

દત્તદેવી: (ખેદથી) દીકરા! દીકરા! તારા આ બોલોથી મારા હૈયામાં ઝાળ ઉઠે છે.

રામગુપ્ત: (ઠંડે પેટે) ઉઠે. એમાં નવાઇ નથી. પરાક્રમદેવે ખોટી ટેવ પાડી દીધી છે. આખો અવતાર તેમણે તમને સાથે લઇ રઝળ્યા કર્યું; નહીં ખાધું, નહીં પીધું, નહીં મોજ માણી. એમાં મારો વાંક છે?

ચંદ્રગુપ્ત: (ભયંકર અવાજે) બહુ થયું ભાઇ! ખબરદાર, પરાક્રમદેવને અપમાનકારક એવો એક પણ શબ્દ બોલ્યા છો તો! તમારા ને મારા પિતા—આર્યકીર્તિના આદિત્ય—જેને શબ્દે ભુવનત્રય ત્રાસતું તેને વીશે એક પણ વિનયહીણું વાક્ય મારા સાંભળતાં બોલશો નહીં. બીજું કોઇ બોલ્યું હોત...તમારાથી તેનાં પરાક્રમો ન સંભળાય તો કાન બંધ કરો. પણ એ મહાત્મા ન હોત તો સમસ્ત પૃથ્વીનો રાજ્યદંડ તમારા હાથમાં આવીને પડત નહીં.

રામગુપ્ત: (તિરસ્કારથી) હું જાણું છું. તારું ચાલત તો તું ક્યારનો લઇ લેત.

દત્તદેવી: (ભ્રૂભંગ કરી) ભાઇ! તું આવું બોલે છે ત્યારે એમ થાય છે કે મેં તને ક્યાં જન્મ દીધો!

રામગુપ્ત: શું કરે? થયું તે થઇ ગયું. મધુરિકા! અહીંઆં કોઇ જંપીને બેસવા દે એવું લાગતું નથી. ચાલ જઇએ. અંબા! હું જાઉં છું.

દત્તદેવી: ભાઈ! તું ઉજ્જયની જા. મારું માન.

ચંદ્રગુપ્ત: (ડરાવતે અવાજે) આવશે નહીં તો જશે ક્યાં?

રામગુપ્ત: (તિરસ્કારથી) હું નહીં આવું તો શું કરશે? કહી નાંખ.

ચંદ્રગુપ્ત: શું કરીશ? (રામગુપ્તનો હાથ પકડે છે.) ભાઇ! યાદ રાખજો. તમે તમારા પોતાના સ્વામી નથી—અમારા, આર્યાવર્તના, પૃથ્વીના છો; દશ અક્ષોહિણી સૈન્યના પતિ છો; શ્રી ગુપ્તકુલની કીર્તિ વડે ને કીર્તિ માટે જીવો છો. તમારી મગદુર નથી (દાંત કચકચાવી) કે અમને દ્રોહ દો, અમારી કીર્તિને કલંકિત કરો.

રામગુપ્ત: (હોઠ બીડી) હું નહીં આવું.

ચંદ્રગુપ્ત: (આંખોમાંથી અંગાર ખરે છે.) તો હું ઉપાડી જઇશ. હું અમસ્થો નથી આવ્યો. હું ને દંડનાયકો તમને ઉપાડી જઇશું, અંતઃપુરમાં પુરી રાખીશું. શું અમે જગતમાં એમ કહેવાડીશું કે પરાક્રમદેવનો પુત્ર રણે ચઢવાની ના પાડે છે?

રામગુપ્ત: હું નહીં આવું.

ધ્રુવદેવી: (આગળ આવી દઢતાથી અને શાંતિથી) ને મહારાજ! હું આવીશ. (બધાં સ્તબ્ધ થઈ જુએ છે.) ગુપ્તવંશની મહાદેવી–હું જરુર પડશે તો શકોની સામું જઇશ. મહારાજ! હુ તૈઆર છું. ભગવતી! (દત્તદેવીને હાથ જોડે છે.)——

ચંદ્રગુપ્ત: (હર્ષથી) સ્વામિની! (જવાબમાં ધ્રુવદેવી ખિન્નતા વિના પહેલી વાર હસે છે.)

દત્તદેવી: (ધ્રુવદેવીને છાતીએ ચાંપી) બેટા! વધૂ! વિજય કર! આપણા કુલની કીર્તિ અમર કરે એવા પુત્રોની માતા થજે.

**ચંદ્રગુપ્તઃ** (રામગુપ્તને, વિજયોત્સાહથી) ને સ્વામી મારા! તમને કાલે પાંજરામાં પુરીને લઇ જાઉં છું.

**રામગુપ્તઃ** બધાંએ કાવતરું રચ્યું છે. (નફટાઇથી હસીને કાલિદાસને) કાળીઆ! તારે કાંઇ કહેવાનું બાકી છે?

**કાલિદાસઃ** (હાથ જોડી) મારે શું હોય સ્વામી? બધી જવાલા જેમ ગગન ભણી જ જાય જાય છે, તેમ બધા ગુપ્તો પરાક્રમ તરફ જ વળે છે.

**રામગુપ્તઃ** ચુપ! માલિકા! ચાલ, મધુરિકા!—

[રામગુપ્ત, માલિકા ને મધુરિકા જાય છે.]

**દત્તદેવીઃ** બેટા! જે ગરુડધ્વજે ધાર્યું હોય તે ખરું. (ચંદ્રગુપ્તને) વત્સ! તને જોઇ મારી આંખો ટાઢી થઇ. ને ધ્રુવદેવી! આજે તને સાંભળી મારું હૈયું સંતુષ્ટ થયું. બંને કુળ તું તારશે એની મને ખાત્રી થઇ. ચાલો જાઉં છું. (ધ્રુવદેવી ને ચંદ્રગુપ્તની સામું જુએ છે.)

**ચંદ્રગુપ્તઃ** હા, અંબા! (ધ્રુવદેવીને) હું પેલાને તૈઆર કરું છું. તમે તૈઆર થાઓ.

**ધ્રુવદેવીઃ** (સ્વસ્થ અને હતી તેવી બની ડોકું નમાવે છે.) હા.

[દત્તદેવી અને ચંદ્રગુપ્ત જાય છે. જતાં જતાં ચંદ્રગુપ્ત પાછું ફરીને જુએ છે. ધ્રુવદેવી જરાક અસ્પષ્ટ રીતે ફરે છે. તેના ગયા પછી પળ વાર ધ્રુવદેવી આંખો મીંચે છે અને હોઠ પીસી ઉંચું જુએ છે, પછી લુગડું સંકોરી ચાલી જાય છે. કાલિદાસ એકલો ઉભોઉભો હસે છે. પડદો પડે છે.]

[સમય: લગભગ અઢી મહીના પછીનો. મધ્યાહ્ન પછી લગભગ બે પ્રહરનો આશરો.

સ્થળ: ઉજ્જયનીનો પ્રાસાદ. પથ્થરના સ્તંભોની હારની હાર ત્રણ તરફ દેખાય છે, અને પાછળ ઉદ્યાન નજરે પડે છે. વચ્ચેનું સભાગૃહ વિશાળ છે. જમણી બાજુ પર છેક આગળથી એક સફેદ પથ્થરનો કઠેરાવાળો દાદર ઉતરી આવે છે. વચ્ચે થોડાક સુવર્ણજડિત પીઠવાળા બાજઠો પડયા છે. એક પર મહાદંડનાયક ઉન્દાન બેઠા છે. ઉન્દાન પાંસઠ સીત્તેર વર્ષના બળવાન યોદ્ધા છે. એના સફેત વાળ, માથે બાંધેલા પાટામાંથી લટકે છે. તેમના હાથ પર પણ પાટો છે. તેમનો એક હાથ આડી પડેલી તરવાર પર પડયો છે. તેમની આંખ ઉજાગરે લાલચોળ છે. તે થોડીથોડી વારે કપાળ પરથી પરસેવો લુછે છે.

સામું દાદરના કઠેરાને અઢેલી ભટાશ્વપતિ રોહલ ઉભો છે. તેને પણ હાથે લોહીઆળ પાટો છે. તેના મુખ પર ઉજાગરો, ભુખ, ચિંતા ને ખિન્નતા જણાય છે. તે નીચું જોઇ ઉભો રહ્યો છે.

કોઇ બોલતું નથી.

દૂરથી ઘોષણા સંભળાય છે: "મહાક્ષત્રપની જય."

રોહલ ખેદથી ઉન્દાન તરફ જુએ છે ને નીસાસો મુકે છે. ઉન્દાન ઉંઘમાંથી જાગતો હોય તેમ ચોંકીને ચારે તરફ જુએ છે, ને તેના મુખ પર વેદના જણાય છે.]

ઉન્દાન: (આક્રંદ કરીને, ફાટેલે અવાજે અને ઘુંટણ પર હાથ ઠોકીને) ઘરડે ઘડપણ મારે આ જોવાનું! કાલે પૃથ્વી જીતી ને આજે ક્ષત્રપના કબજામાં! (સાંડસામાં સાપ તરફડે તેમ અકળાએલા જાનવરની માફક ચારે તરફ જુએ છે.) શું કરવું? આપણે મુઆ—મુઆ જેવા...ઓ સ્વામી![1]

---

1 કાર્તિકેય સ્વામી-સમરાંગણના અધિષ્ઠાતા દેવની ભક્તિ તે સમયે લોકપ્રિય હતી.

**રાહુલ:** (માનથી, નિરાશામય અવાજે) મહાદંડનાયક! આ જોવા આપણે કયાં જીવ્યા?

[નીચું જોઇ તખીયતવાળી ઉભો રહે છે.]

**ઉન્દાન:** (આકળા પડી જઇ) આપણી ઉજ્જયનીમાં દુર્ગો તોડી શકપતિ પેસી જાય! આપણે શરણ થવું પડે! હાય! હાય! હાય!... આ વિષનો ઘુંટડો પરાક્રમદેવના મહાદંડનાયકને કરમે!

[ઉભો થઇ કેડ પર હાથ મુકી આમતેમ ફરે છે.]

**રાહુલ:** (થોડી વારે) નાયક! આપણું આખું સૈન્ય કબુતરના સમૂહ સમું, ઉડી ગયું...

**ઉન્દાન:** (ડોળા ફાડીને) રાહુલ! રાહુલ! આવી હાર મેં કદિ ખાધી નથી—દીઠી નથી—અરે, કલ્પી નથી. (માથે હાથ મુકે છે) બધી મોકાણ દેવને લીધે થઇ. (દાંત કચકચાવી) ભગવાન કાર્તિકેય! કેવા પિતા અને કેવા પુત્ર! પહેલાં આક્રમણ કરવા ન દીધું; પછી કવખતે પોતે રણે ચઢયા; અને છેલ્લે અણીને વખતે પાછા નાઠા. આટલે વર્ષે મારી અક્કલ કયાં ગઈ હતી કે મેં એમને અહીં બોલાવ્યા?

**રાહુલ:** (ડોકું ધુણાવે છે) મારા બધા યોદ્ધાઓ પરલોક ગયા. . . . બીચારા!

**ઉન્દાન:** (દુ:ખથી) રાહુલ! એ બધા ભાગ્યશાળી થઈ ગયા. દુ:ખ જોવાનું રહ્યું આપણે; પરાક્રમદેવની કીર્તિનો અસ્ત જોવાનો પણ રહ્યો આપણે.

[માથે હાથ મુકી થોડો વખત આમતેમ ફરે છે.]

**રાહુલ:** (થોડી વારે) હજી હરિસેન કેમ નહીં આવ્યા?

**ઉન્દાન:** (આક્રંદ કરી) મારે શકપતિની શરતો સ્વીકારવી

રહી!...(દાંત કચકચાવી) આટલાં ફાંફાં માર્યાં પણ હું જીવતો ને જીવતો રહ્યો...(ઘોડાનાં પગલાં સંભળાય છે.) હરિસેન આવ્યા લાગે છે. એ આવીને શું કરશે? પરાધીનતાની શૃંખલાના ખખડાટ સંભળાવશે! (રોહલ પાસે જઇ તેના ખભા પર હાથ મુકી) રોહલ! દીકરા! શકપતિ મને પકડે તે પહેલાં મારો શિરચ્છેદ કર. બેટા! બાલવયથી વિજય શીવાય મેં કાંઇ જોયું નથી અને બીજું કાંઇ જોવા મારે જીવવું નથી. રોહલ! મારી આટલી આજ્ઞા માન. મારું ખડ્ગ લે; આ હરિસેન આવતો સંભળાય છે.

**રોહલ:** (નિરાશાથી હાથ જોડી) મહાદંડનાયક! ગુરુવર્ય! હું તમારો શિરચ્છેદ કરું? મારાથી એ કેમ થાય?

**ઉન્દાન:** (કરગરીને) પુત્રથી પણ પ્રિય રોહલ! પુત્ર પિંડદાને સ્વર્ગે મોકલે ત્યારે ખરો; પણ આજે તું મને સ્વહસ્તે સ્વર્ગે પહોંચાડ.

[રોહલની સામું ખડ્ગ ધરે છે પણ તે લેતો નથી. એટલામાં હરિસેન આવે છે.

ધ્રુવભૂતિનો પુત્ર દંડનાયક ને સંધિવિગ્રહક કવિ છે, અને ગુપ્તકુલને પંદરસો વર્ષ પછી તારવાનો યશ એને નશીબે લખાયો છે. મહેરોલીમાં આવેલી એની સમુદ્રગુપ્તની રચેલી પ્રશસ્તિથી જ તેના માલીકનો દિગ્વિજય ભવિષ્યની પ્રજા જાણશે એમ ત્યાં ઉભેલા કોઇને તો ખબર કયાંથી જ હોય?

તેણે બખ્તર પહેર્યું છે ખરું, પણ તેના હાથમાં કાંઈ શસ્ત્ર નથી. તેનું મુખ ગંભીર અને ગ્લાન છે, અને ઉન્દાન તથા રોહલનાં મુખ કરતાં તેજસ્વી છે. તેની આંખમાં, મુખપર અવાજમાં ને ચાલમાં સંસ્કારિતા દેખાય છે. તે સશક્ત છે. તેની ઉમર ચાલીશેક વર્ષની હોઈ શકે.]

હરિસેનઃ મહાદંડનાયક! આ શું કરો છો? શકપતિ આવે છે.

[ઉન્દાન આઘો ખસી જઇ અજાયબીથી જોઇ રહે છે.]

ઉન્દાનઃ અહીંઆ શું કામ? આપણને પકડવા? મારવા?

હરિસેનઃ ના. એ આપણને પકડવા નથી માગતો. સૈન્ય, ધન ને ધરણી એ ત્રણ લેવા એ દેવની પાસે જાતે આવે છે.

ઉન્દાનઃ (જોરથી હાથ હચમચાવી) સૈન્ય, ધન ને ધરણીનો લેનારો હું, તે હું આજે શકપતિને આપું? (નિરાશાથી ડોકું ધુણાવી) શું થવા બેઠું છે? ભગવાન!

હરિસેનઃ (આશ્વાસન આપી) મહાદંડનાયક! સ્વસ્થ થાઓ. વિપત્કાલે તમારા જેવા વ્યગ્ર થશે તો અમે કયાં જઇશું? આ અણી સંભાળી લો—

ઉન્દાનઃ શું કરમ સંભાળું? મેં આજે પચાસ વર્ષમાંઆગળ મુકયો પગ પાછો ખેંચ્યો નથી. વ્યગ્ર! વ્યગ્ર! અરે એમ થાય છે કે મારું માથું ફોડી નાખું.

[બહાર ઘોડાનાં પગલાંનો અવાજ સંભળાય છે.]

હરિસેનઃ દંડનાયક! સ્વસ્થ થાઓ. મહાક્ષત્રપ આવ્યા. વેરીને વીરનાં આક્રંદ સાંભળવા દેશો?

ઉન્દાનઃ રોહલ! દેવને કહે કે અહીંઆ આવવાની કૃપા કરે.

રામગુપ્તઃ (દાદર પર આવીને) હરિસેન! હું આ આવ્યો. તારી જ વાટ જોતો બેઠો છું.

[રામગુપ્ત અત્યારે પણ નિશામાં લાગે છે. એમની હંમેશની રીત પ્રમાણે પાછળ બે યવનીઓ એમની બધી સામગ્રી લઇ આવે છે. તે દાદર ઉતરી ધીમેથી એક આસન પર બેસે છે અને પગ પર પગ ચઢાવે છે તથા બધા સામે બેદરકારીથી

જુએ છે. આ બધો વખત શિષ્ટાચાર વિસારી રોહલ નીચું જોઈ રહે છે, ઉન્દાન રામગુપ્ત તરફ દાંત પીસી ડોળા કકડાવી ઉગ્રતાથી જોયા કરે છે. માત્ર હરિસેન અસ્પષ્ટ તિરસ્કારથી પણ માનથી હાથ જોડી રહે છે.]

હરિસેન: દેવનો વિજય થાઓ!

રામગુપ્ત: (ખોટું હસીને) કેમ, શકપતિ મારે છે કે જવા દે છે?

હરિસેન: (ખેદથી) કૃપાનાથ! જવા દેશે, પણ—પણ—નાક કાપીને.

રામગુપ્ત: (ખડખડ હસીને) જીવ હશે તો નાક વગર ચાલશે. પણ પેલો ચંદ્ર ક્યાં રખડે છે? એને આખી દુનીઆ જોડે લઢવાનો ઘણો ચસ્કો છે. એને કહે કે લેતો જા. (નફટાઇથી હસે છે. બધા મૂક તિરસ્કારથી જોઇ રહે છે.) ને મધુરિકા! આપણાં મહાદેવીને બોલાવ. આવે વખતે એ રહી ન જાય.

હરિસેન: (હાથ જોડીને) ક્ષમા કરો દેવ! અત્યારે મહાદેવીનું શું કામ છે? આ પ્રસંગ સુકુમાર સુંદરીઓ માટે નથી.

રામગુપ્ત: (હસીને, કટુતાથી) મહાદેવી તે કાંઇ સુકુમાર સુંદરી છે? ભલા માણસ! કુમારદેવી ને દત્તદેવી સંધિવિગ્રહ કરતાં હતાં તો ધ્રુવદેવી કેમ નહીં? જા, મધુરિકા! જા. એમને બોલાવી લાવ.

[મધુરિકા જાય છે. બધા મુંગા બેસે છે. ઉન્દાન ઉગ્રતાને રસ્તો આપવા મુંગો મુંગો હોઠ ફફડાવી બબડતો દેખાય છે. બહાર શંખ ફુંકાય છે.]

હરિસેન: રોહલ! મારી સાથે ચાલ. શકપતિને અંદર તેડી લાવીએ.

[બન્ને જાય છે. થોડી વાર કોઈ બોલતું નથી.]

**રામગુપ્તઃ** ઉન્દાન! હજી તારો રોષ ઉતર્યો નથી. મેં તને પહેલેથી કહ્યું હતું કે મારું હૃદય કારુણ્યના સાગર સમું છે: (હસીને) તલવારની ચમક ને રુધિરનાં વહેણ જોઉં છું એટલે મારું હૈયું પ્રાસાદની શાંતિ કે ઉદ્યાનની લહેર ઝંખે છે.

[ઉન્દાનની મશ્કરી પોતે કરી હોય એમ તે ખડખડ હસે છે. ગુસ્સો નહીં શમાવી શકવાથી મહાદંડનાયક જોરથી માથું હલાવી ઉભો થઇ જાય છે અને દેવની હાજરી ભુલી નીચું જોઇ આમતેમ ફરવા લાગે છે.]

**ઉન્દાનઃ** (મોટેથી બબડતાં) બધાંનું સત્યાનાશ વાળી નાખ્યું.

**હરિસેનઃ** (બહારથી) મહાક્ષત્રપ! આ તરફ, આ તરફ.

[કોઈ બોલતું નથી. થોડી વારે શસ્ત્ર ને બખ્તર પહેરેલા પચાસેક યોદ્ધાઓને હરિસેન અને રોહલ અંદર લઈ આવે છે. મહાક્ષત્રપ રુદ્રસેન, હરિસેન ને રોહલની પાછળ ઝપાટાબંધ હાથ હલાવતો આવે છે.

અનેક દશકો થયાં સુરાષ્ટ્ર, આનર્ત અને માલવા પર શક મહાક્ષત્રપો રાજ્ય કરતા હતા. તે પહેલાં ઉર્જ્જયનીમાં કે જુનાગઢમાં રાજ્ય કરતા હતા. મહાક્ષત્રપ રુદ્રદામનનો લેખ ગિરનાર ચઢતાં પથ્થર પર નજરે ચઢે છે. આ પરદેશી રાજાઓએ શિવમાર્ગ સ્વીકાર્યો. ધીમે ધીમે ગુપ્તોનો પ્રભાવ જેમ વધતો ગયો તેમ તેમનું સામ્રાજ્ય ઘટતું ગયું. પરાક્રમદેવે તેમની પાસેથી માલવા લઈ ઉજ્જયનીમાં પોતાની સત્તા સ્થાપી હતી; પણ મહાક્ષત્રપ રુદ્રસેને અત્યારે તે તોડી નાંખી હતી.

રુદ્રસેન ગોરો, જાડો, સ્નાયુવાળો અને જરા નીચો છે. એની દાઢી, મોટી આંખો, ચીબું જાડું નાક તેના મુખને ભયંકર બનાવે છે. એના વાળ ખભા પર છુટા છે. એણે સોનેરી બખ્તર ને ખડ્ગ ધારણ કર્યાં છે અને હાથમાં એક પરશુ

રાખી છે. મગધના મહાભાગવતનો પોતે વિજેતા છે એ ભાન તેની આંખોમાં, બોલમાં અને ચાલમાં જણાય છે. એ મોટાં ડગ ભરી ખંડમાં આવે છે અને પહેલાં નીચું માથું કરી ઉભેલા ઉન્દાન તરફ અને પછી બેઠેલા રામગુપ્ત તરફ જુએ છે. એની પાછળ પચીસત્રીસ યોદ્ધાઓ તેનાં જેવાં જ શસ્ત્રોથી સજ્જિત આવી ઉભા રહે છે અને કાંઈક અજાણી વસ્તુ જોતા હોય તેમ ચારે તરફ રસથી જોવા લાગે છે.]

**હરિસેનઃ** (રામગુપ્ત પાસે જઇ પ્રણિપાત કરીને) સ્વામીનો જય થાઓ. મહારાજાધિરાજ! મહાક્ષત્રપ રુદ્રસેન પધાર્યા છે.

[રુદ્રસેન આ શિષ્ટાચાર જોઈ ખડખડ હસે છે અને ફલંગ મારી પહેલાં ઉન્દાન સામે અને પછી રામગુપ્ત સામે, જાણે તેઓ અણદીઠેલાં પ્રાણી હોય તેમ, ઉભો રહી જોયા કરે છે.]

**રુદ્રસેનઃ** હા, હું પધાર્યો! (ફલંગ મારી ઉન્દાનની સામે) આ તો ઉન્દાન! હા–હા–હા! ઓળખ્યો. બહુ વાર અમને હંફાવ્યા. બે વાર મારા બાપને પકડ્યા અને એક વાર મને. કેમ ડોસા, ઓળખ્યો કે?

[ઉન્દાન મુંગે મોઢે અને સ્થિર નયને જોયા જ કરે છે. રુદ્રસેન ત્યાંથી ફલંગ મારી રામગુપ્ત સામું જુએ છે.]

ને આ સમુદ્રગુપ્તનો પુત્ર—રામગુપ્ત—(માથું ઉંચું નાખી ખડખડ હસે છે.) હા! હા!

**રામગુપ્તઃ** (હરિસેનને) હરિસેન! એને કહે કે વાત કરવી હોય તો માણસ સમજે એમ બોલે.

**રુદ્રસેનઃ** (હસવું ખાળી કેડ પર હાથ દઈ રામગુપ્તને ગભરાવવા પ્રયત્ન કરે છે.) મારા બોલ નથી સમજાતા? સમજાશે, સમજાશે; ઉભો રહે. (દાઢી પર હાથ પસરાવી) જેણે

મારા પિતા માર્યા, જેણે મારો માલવદેશ લીધો તેનો પુત્ર–કેમ?

રામગુપ્તઃ (હરિસેન તરફ ફરીને) પરાક્રમદેવની વાત કરતો હોય તો ખરી વાત.

રુદ્રસેનઃ (ડોકું હલાવીને) સમુદ્રગુપ્તનો છોકરો—

રામગુપ્તઃ (શાંત તિરસ્કારથી) એને જ અમે પરાક્રમદેવ કહીએ છીએ.

રુદ્રસેનઃ (જોરથી હાથ ઘસે છે) હા! હા! આખરે મારું વેર વળ્યું. (એના સેનાપતિને) જયદમન! આખરે મેં ઉજ્જેણી તોડ્યું. સમુદ્રગુપ્તે મારા બાપને કેદ કર્યા. મેં એના દીકરાને કેદ કર્યો. હા! હા! હા!

રામગુપ્તઃ હરિસેન! એ સમજે એવી ભાષામાં એને કહેની કે આમ ફર્યા કરશે તો પગ દુખશે.

રુદ્રસેનઃ (રામગુપ્ત સામે ડોળા કાઢીને પોતાના પગ સામે જુએ છે અને પાછો રામગુપ્ત સામે જુએ છે.) હું ફર્યા કરીશ, ફાવે તે કરીશ. માલવદેશ મારો છે; ઉજ્જેણી મારી છે; તું મારો છેઃ પછી મને ફાવશે તે કરીશ. હા! હા! હા! રામગુપ્ત! તું હવે મારી ચપટીમાં આવ્યો છે. ચોળી નાખું?

[ચપટી વગાડે છે.]

રામગુપ્તઃ (ઠંડે પેટે) હું તને આજે કશાની પણ ના કહી શકું એમ નથી.

રુદ્રસેનઃ ત્રીસ વર્ષ મારા બાપનો ને મારો જીવ લીધો; પણ હવે તું બરોબર સપડાયો છે.

રામગુપ્તઃ હરિસેન! એને કાંઈ તો સમજ પાડ. સાત વાર કહેશે તો યે સપડાયા છીએ અને એક વખત કહેશે તો યે

સપડાયા છીએ. પણ હવે કાંઇ રસ્તો કાઢશે કે વાત જ કર્યા કરશે?

**રુદ્રસેનઃ** (ફલંગ મારી ઉન્દાન સામે આવે છે.) ઉન્દાન! મને પહેલાં એક વખત પકડયો હતો તે યાદ છે કે?

[ઉન્દાન ગર્વથી જોયા કરે છે. હરિસેન આગળ આવી હાથ જોડે છે.]

**હરિસેનઃ** મહાક્ષત્રપ! મહારાજ! મહારાજાધિરાજ પુછે છે કે આપ સંધિ કઇ રીતે કરવા માંગો છો?

**રુદ્રસેનઃ** સહેલી વાત છે. તમે અમને માર્યા નહોતા, અમારે તમને મારવા નથી. પણ મને આ બુઢ્ઢો ગમતો નથી. (ઉન્દાન તરફ આંગળી કરે છે) કાલે એનો જીવડો તલપાપડ થઇ આવે. માટે હું માગું તે આપી દો.

**હરિસેનઃ** (ઘણા જ મીઠા અવાજે) પણ મહાક્ષત્રપ, આપને શું જોઇએ છે? મહાક્ષત્રપ! એટલું યાદ રાખજો કે ઔદાર્ય એ વિજયનું ભૂષણ છે. સુરાષ્ટ્રના મહાક્ષત્રપોએ સદાકાળથી એમ ગણ્યું છે.

**રુદ્રસેનઃ** (હસીને) મહાક્ષત્રપોએ શું ગણ્યું છે તે હું જાણું છું તો. અને મારે શું જોઇએ છે તે મને ખબર છે. હરિસેન! તું તો કવિ છે. એક વાર કાવ્ય લખી ગિરિનગર લઇ આવજે; મહાક્ષત્રપોનાં ઉદાર દિલની તને ઓળખાણ કરાવીશ.

**હરિસેનઃ** (મીઠું હસીને) મહાક્ષત્રપ! આપને શું જોઇએ છે તે કહો તો ખરા.

[રુદ્રસેન ફલંગ ભરી હરિસેનની સામે
કેડ પર હાથ મુકી ઉભો રહે છે.]

**રુદ્રસેનઃ** કહું? આનર્ત ને માળવા ખાલી કરો.

**રામગુપ્ત:** (સ્વગત) છુટકો ક્યાં છે?

**હરિસેન:** પછી?

**રુદ્રસેન:** ઉજ્જેણી પાછી આપો. હું જમીનદોસ્ત કરું.

**હરિસેન:** અરરર! એ તો બહુ કહેવાય.

**રુદ્રસેન:** (ઉગ્રતાથી) હું અહીંઆં ભાવ કરવા આવ્યો છું? એક હજાર રથ, એક હજાર હાથી—

**હરિસેન:** અરે—અરે—

**રુદ્રસેન:** અરે અરે?...હજી ગભરાય છે કેમ? પાંચ હજાર ઘોડા ને દશ હજાર દીનાર.

**રામગુપ્ત:** (તિરસ્કારથી સ્વગત) માગ માગ! અત્યારે તું નહીં માગે તો કોણ માગશે?

**હરિસેન:** અરે પણ મહાક્ષત્રપ. આ બધું બને કેમ? અમે લાવીએ ક્યાંથી? મારી એક વાત સાંભળો—

**રુદ્રસેન:** (થોભીને અધીરાઇથી) સાંભળું છું. શું કહેવું છે? જલદી બોલી નાંખ! (ભયંકર અવાજે) મારું માગ્યું નહીં આપે તો કાલે આખું ઉજ્જેણી ઉખેડી નાંખીશ ને તમારી બધાની કતલ કરીશ.

**હરિસેન:** મહાક્ષત્રપ! વિજેતાઓના પરમ ધર્મને વળગી રહો. એવી સંધિ કરો કે સદાય સ્વીકાર્ય લેખાય. આપણે બહુ લઢ્યા, બહુ થાક્યા. હવે કાંઇ એવું કરો કે પાટલીપુત્ર ને ગિરિનગર વચ્ચે સ્નેહ બંધાય.

**રુદ્રસેન:** (હસીને) તમારી કુંવરી વરાવવી છે? હા! હા! હા!

**કંચુકી:** (બહારથી) ભટ્ટિણી! આમ પધારો—સ્વામિની, આમ.

[ધ્રુવદેવી, ફીક્કી પણ તેજસ્વી ને મોહક, દાદર પરથી ઉતરી અડધે દાદરે કઠેરા પર આવે છે. ગૌરવભર્યા ખેદથી તે સ્ફટિક મૂર્તિ સમી લાગે છે, છતાં એની આંખોમાં ને મોં પર ઉત્સાહ દેખાય છે. તે સ્વસ્થતાથી રામગુપ્ત અને રુદ્રસેન તરફ જુએ છે. રુદ્રસેન ને બીજા શકો ડોળા ફાડી આ સૌંદર્ય ને તેજસ્વિતા જોઇ રહે છે. રુદ્રસેન એકી ટશે જોયા કરે છે અને ઉઘડેલું મોઢું બંધ કરવાનું વીસરી જાય છે.]

**ધ્રુવદેવી:** હરિસેન! શું ચાલે છે?

**હરિસેન:** સ્વામિની! કઇ શરતે પોતે સંધિ કરશે તે મહાક્ષત્રપ જણાવે છે.

**રુદ્રસેન:** (જરાક અસ્વસ્થ રીતે અને તેના કર્કશ અવાજને શક્ય હોય તેટલી મૃદુતાથી બોલવાનો પ્રયત્ન કરતાં) હા, મહાક્ષત્રપ રુદ્રસેન હું જ.

[તે ફરીથી ધ્રુવદેવી તરફ એકી ટશે જોયા કરે છે.]

**હરિસેન:** વીરશ્રેષ્ઠ મહાક્ષત્રપ! તમે બહુ માગ્યું. એટલું બધું અમારાથી અપાય એમ નથી. જરા વિચાર કરો.

**ધ્રુવદેવી:** હરિસેન! મહારાજ ચંદ્રગુપ્ત ક્યાં છે?

[ધ્રુવદેવીનો અવાજ સાંભળી રુદ્રસેન તેના તરફ જુએ છે.]

**હરિસેન:** ભટ્ટિણી! હમણાં આવતા હશે. મહાક્ષત્રપ! જરા વિચાર તો કરો.

**રુદ્રસેન:** (શબ્દસંભ્રમ અનુભવે છે) હરિસેન! મેં માગ્યું તે માગ્યું: ઉજ્જેણી ખાલી કરો, આનર્ત જમીનદોસ્ત કરો.

**હરિસેન:** (કરગરીને) મહાદંડનાયક! મહાક્ષત્રપને તમે કાંઇ સમજાવોને.

**રામગુપ્ત:** (તિરસ્કારથી) એમાં ઉન્દાન શું કહેતો હતો?

રુદ્રસેન! લાવ હું જ કહું. ટુંકુ પતાવને. અમને જીવતા જવા દે, વીસ વર્ષ સુધી અમારો પીછો છોડ—આટલું અમારે જોઇએ છે. બોલ શું લેશે? મારે તો જલદી કુસુમપુર જઇ જંપીને બેસવું છે.

**રુદ્રસેનઃ** (ધ્રુવદેવી તરફ ધૃષ્ટતાથી જોતાં) તારે જંપીને બેસવું છે એટલું જ ને?

**રામગુપ્તઃ** (કંટાળાથી) અરે હા! ભાઇ! કેડો છોડને.

**હરિસેનઃ** (વચ્ચે પડીને) દેવ! મારા પર કૃપા કરો અને વાત કરવા દો. આમાં તમારું કામ નહીં.

**રુદ્રસેનઃ** (હોઠ પર જીભ ફેરવીને ચમકતી આંખે). રામગુપ્ત! તારે જંપીને જ બેસવું છે ને? જા! તને મારા જીવતાં સુખે બેસવા દઇશ. તારું ઉજ્જેણી તું જ રાખ. માલવા પણ જોઇએ તો રાખ.

[બધા ચકિત થાય છે.]

**હરિસેનઃ** (અજાયબીથી) હેં?

**જયદામનઃ** (ચમકીને) મહાક્ષત્રપ! આ શું?—

**રુદ્રસેનઃ** હા. મારે એકે ઘોડો નથી જોઇતો. એકે દીનાર નથી જોઇતો—

**રામગુપ્તઃ** (જરાક રસથી ટટાર થઇ બેસતાં) શું જોઇએ છે તે બોલની.

**રુદ્રસેનઃ** આજ રાતે હું સુરાષ્ટ્ર તરફ કુચ કરી જાઉં. તમને ઉજ્જેણી સોંપી દઉં—પણ મને—

**હરિસેનઃ** (અધીરાઇથી) શું?

**રુદ્રસેનઃ** (હાથલંબાવી) આ—આ સુંદરી સોંપી દો.

હરિસેન (હોઠ કરડીને) }
ઉન્દાન (આગળ ધસીને) } : શું કહ્યું?

[ધ્રુવદેવી ગુસ્સામાં ટટાર બની સ્થિર નયને અંગાર વર્ષાવતી ઉભી રહે છે.]

**રુદ્રસેન:** (હસીને) હા! હા! હા! ગભરાઓ નહીં. જયદામન! પહેલાં આ ઉન્દાનનું ખડ્ગ લઇ લે ને આ દરેક જણ પાસે તમે બબ્બે ત્રણત્રણ જણા ઉભા રહી જાઓ તો.

[શકો આજ્ઞા પ્રમાણે ઉભા રહી જાય છે ને જયદામન ઉન્દાન પાસે જાય છે.]

**ઉન્દાન:** (ડોળા કાઢી ગર્જના કરે છે.) કોણ આ સુરાષ્ટ્રનો શિવભક્ત બોલે છે? બોલતાં તમારી જીભમાં આગ નથી ઉઠતી? (તેને બે શકો પકડવા જાય છે પણ તેમને તે દૂર હડસેલે છે.) અમે હજી જીવતા છીએ, મુઆ નથી.

**રામગુપ્ત:** (ટટાર બેસીને) ઉન્દાન! જરા શાંતિ—જરા શાંતિ. આપણે જીવતા છીએ અને રહેવું છે તેની જ બધી પંચાત છે. ખડ્ગ આપી દે–ચાલ તો. બધા નિરાંતે વિચાર કરો—બેસીને.

[મગધનાં બધાં તેના તરફ ક્રોધથી જોઇ રહે છે.]

**રુદ્રસેન:** હું નહીં બેસું.

**રામગુપ્ત:** જેવી મરજી. ઉન્દાન! મારી આજ્ઞા છે—ખડ્ગ આપી દે.

[ઉન્દાન ખડ્ગ ફેંકી દે છે. બહાર કાઇનો અવાજ સંભળાય છે અને બારણા આગળ ઉભેલા શકોમાં થઇને ચંદ્રગુપ્ત અંદર આવે છે. અંદર આવતાં તેની આસપાસ ત્રણચાર શકો ફરી વળે છે.]

**જયદામન**: (આગળ આવીને) મહારાજ! આપનાં શસ્ત્ર આપી દો.

**ચંદ્રગુપ્ત**: (ન સમજ પડવાથી બધા તરફ અજાયબીથી જુએ છે) મારાં શસ્ત્ર? શા માટે?

**રામગુપ્ત**: ચંદ્ર! તારાં શસ્ત્ર આપી દે. આપણે સુરાષ્ટ્ર-પતિ જોડે સંધિ કરીએ છીએ.

[ચંદ્રગુપ્ત રીસમાં શસ્ત્ર છોડી આપે છે. રુદ્રસેન એની સામે ઉભો રહી એને નખશીખ જુએ છે.]

**રુદ્રસેન**: આ કોણ ચંદ્રગુપ્ત? અલ્યા! તારી મોછા તો તારા બાપના જ જેવી છે.

[ચંદ્રગુપ્ત મૂક તિરસ્કારથી જોયા કરે છે.]

**રુદ્રસેન**: (રામગુપ્ત અને હરિસેન તરફ ફરે છે) બોલો! મારી માગણી સ્વીકારો છો કે નહીં? શું કહો છો?

**હરિસેન**: મહાક્ષત્રપ! આ અધમ્ય શું ઉચ્ચાર્યું? હારવું ને જીતવું એ નરપતિઓને લલાટે લખાયું છે પણ આ ઘોર—

**રુદ્રસેન**: હરિસેન! હું અહીંઆ ધર્મસૂત્રો સાંભળવા આવ્યો છું? મહાદેવીને મોકલી આપો; પછી ખાઇપીને મજાહ કરો.

[ચંદ્રગુપ્ત એક દૃષ્ટિ દૂર ઉભેલી ધ્રુવદેવી તરફ નાંખે છે; ધ્રુવદેવીના મુખ પર છવાયેલી ઉગ્રતા જુએ છે.]

**ચંદ્રગુપ્ત**: (પ્રચંડ અવાજે) શું કહ્યું રુદ્રસેન? મહાદેવીને ક્યાં મોકલો?

[ધ્રુવદેવી હોઠકરડી નીચું જુએ છે.]

**રુદ્રસેન**: હા! મહાદેવીને મોકલી આપો,—મારે ત્યાં. હું તમને આખું માળવા સોંપી રાતે પાછો ચાલી જાઉં.

**ચંદ્રગુપ્ત**: (ધસીને પાસે આવવા જાય છે પણ શકો તેને

પકડી રાખે છે.) દુષ્ટ! ગુપ્તવંશની મહાદેવી વાંછે છે?

**રુદ્રસેનઃ** (ખડ્ગ પર હાથ મુકીને) હા! માગું છું ને મોકલવી પડશે.

**ચંદ્રગુપ્તઃ** (ધ્રુવદેવીને) મહાદેવી તમે અહીંઆ શા માટે ઉભાં છો? અંતઃપુરમાં જાઓ. મહાદેવીઓનાં ગૌરવ અભેદ્ય રાખનારા અમે બેઠા છીએ. જાઓ.

**ધ્રુવદેવીઃ** મહારાજ! આકળા ન થાઓ. હું ગભરાતી નથી.

**ચંદ્રગુપ્તઃ** (એને ઝાલી રાખનારને હચમચાવી) ક્ષત્રપ! મદાંધ! વિજયાંધ તારે અમારી મહાદેવી જોઇએ છે? પરાક્રમદેવની પરમ-ધવલકીર્તિ કલંકિત કરવી છે? તું શું સમજે છે? અમને જીતતાં આવડતું હતું ને હવે હારતાં નથી આવડતું? જીવતાં આવડતું હતું ને મરતાં નથી આવડતું? હરિસેન! સંધિવિગ્રહક! આ દુષ્ટને કહી દો કે અહીંઆંથી બહાર નીકળે ને થાય તે કરી લે.

**રુદ્રસેનઃ** (ખડખડ હસીને) અરે ધીરો પડ! જરા ધીરો પડ! હા! હા! હા! હું શું કામ નીકળું? તે પહેલાં તમને બધાને મારી ધ્રુવદેવીને ઉપાડી ન જાઉં?

**ચંદ્રગુપ્તઃ** (ધ્રુવદેવી તરફ જુએ છે. ધ્રુવદેવી જવાબમાં ગૌરવથી હસે છે.) રુદ્રસેન! આ શકબાલા નથી, આર્યાઓની મુકુટમણિ છે. તારી મગદુર હોય તો ઉપાડી જા. અમે પરલોક જઇશું ત્યાં પણ અમારી આ રાજ્યલક્ષ્મી અમારી સાથે આવશે.

**રામગુપ્તઃ** (હાથ ઉંચો કરીને...) રુદ્રસેન! ચંદ્રગુપ્ત! તમે બધાં નાનાં છોકરાં જેવી વાતો કરો છો. ચંદ્ર! સાંભળ, તું છેક બાલીશ છે. મુર્ખાઇભરેલું બોલ નહીં. માળવા રહે છે, સૈન્ય રહે છે ને આપણે નિરાંતે પાટલીપુત્ર પાછા જઇએ છીએ.

**ચંદ્રગુપ્તઃ** (રામગુપ્ત સામે ઘુરકીને) શું તમે પણ—

**રામગુપ્તઃ** (શકોને) જરા એને જોરથી ઝાલજો; એ જરા જબરો છે. ચંદ્ર! મહાદેવી અહીંઆં રહે તો પણ શું ને સુરાષ્ટ્રમાં રહે તો એ શું?

[ચંદ્રગુપ્ત દાંત પીસે છે. માગધી વીરો ઊંચા કરડે છે. શક યોદ્ધાઓ ખડખડ હસે છે.]

**ધ્રુવદેવી:** (પાછી હઠી ભીંત પર હાથ મુકી ગર્વથી) મહારાજ! પાંડુપુત્રે પત્ની આપી હતી તે તો વચનબંધને. પરાક્રમદેવનો કુલભૂષણ તો પત્નીને સ્વેચ્છાએ પર હસ્તે કરે છે!

**રુદ્રસેનઃ** (સ્વગત) કાંઈ સ્ત્રી છે સ્ત્રી? એની હારે જગતનું રાજ્ય પણ કેમ મુકી શકાય?

**ચંદ્રગુપ્તઃ** (રામગુપ્ત તરફ ધસીને) ચંડાળ! આ શબ્દો બોલતાં તારી જીભ નથી કચરાઇ જતી? (ઉન્દાન, રોહલ ને હરિસેન તરફ જોઇ) મિત્રો! વીરો! આ શું જોયા કરો છો?

**ઉન્દાનઃ** (નીચું માથું રાખી) શું કરું?

**હરિસેનઃ** (આંખો મીંચી) શાંતમ્ પાપમ્.

**રુદ્રસેનઃ** (હસીને) હા! હા! હું કોનું માનું? પતિનું કે દાસોનું?

**ઉન્દાનઃ** મહાક્ષત્રપ! આપણે ધર્મયુદ્ધ કર્યાં છે; પાપયુદ્ધ સેવ્યાં નથી. તમે ટેક ચુક્યા નથી; હું ટેક ચુક્યો નથી. અને આટલે વર્ષે આ?

**રુદ્રસેનઃ** ઉન્દાન! આમાં પાપ શું? તારા દેવને આ સુંદરી જોઇતી નથી. મને તે જોઇએ છે. પછી શું? બધા જ સુખી થઇશું...

**ચંદ્રગુપ્તઃ** (ઘુરકીને) ચુપ લંપટ!

**જયદામનઃ** (ધીમેથી હાથ જોડીને) મહાક્ષત્રપ! આ શું

કરો છો ને બોલો છો?

રુદ્રસેન: (નફટાઈથી) તને મેં પુછ્યું હતું?

હરિસેન: મહાક્ષત્રપ! આ વાત છોડી દો અને બીજું કાંઈ માગો.

રુદ્રસેન: (દઢતાથી) બીજું શું? કશું જ નહીં. એક પ્રહરમાં ક્યાં તો ધ્રુવદેવી મારે શિબિરે આવે કે ક્યાં તો તમારા બધાનો શિરચ્છેદ થાય.

હરિસેન: તો મહાક્ષત્રપ! મારું શિર આ રહ્યું.

ઉન્દાન: (માથું નમાવી) હું પણ તૈઆર છું.

[ચંદ્રગુપ્ત બે હાથે વાળ ખેંચે છે.]

રામગુપ્ત: તમે બધા ભલે તૈઆર હો—હું નથી. મારે જીવવું છે—ભલે ધ્રુવદેવી સુરાષ્ટ્ર શોભાવે. રુદ્રસેન! એને લઇ જા અને થાય તો મજાહ કર.

રુદ્રસેન: (હસીને) હા! હા! કેમ ચંદ્રગુપ્ત? સમજ્યો? હવે શો વિચાર કરે છે?

ચંદ્રગુપ્ત: (હોઠ પીસી) હું વિચાર કરું છું કે વિધિએ અત્યારે કોની મૃત્યુઘડી નક્કી કરી છે. (થોડીવાર નીચું જોઈ હસીને ઉંચું જુએ છે) શકપતિ! યાદ રાખજે—શ્રી ગુપ્તકુલની મહાદેવી એકલી જગદંબા નથી, ત્રિભુવનવિનાશિની ચંડી છે.

રુદ્રસેન: તેની તું શું કામ ફીકર કરે છે?

ચંદ્રગુપ્ત: (નિશ્ચય પર આવી) ઠીક ત્યારે, શકપતિ! ભોગવ તારાં કર્યાં.

[રામગુપ્ત ખડખડ હસે છે.]

ધ્રુવદેવી: (દુઃસહ વેદનાથી ને ઠપકાથી ચંદ્રગુપ્ત તરફ જોઇને

નિરાશાભર્યા અવાજે) મહારાજ!...તમે પણ...(નીચું માથું કરી) અત્યારે હું કયા ચક્રધરને સંભારું?

**ચંદ્રગુપ્ત:** (ભક્તિભર્યાં અને આર્દ્ર નયને ધ્રુવદેવી તરફ જોતાં, અને વિજયભર્યે અવાજે) સ્વામિની! હા, હું પણ. રુદ્રસેનને મહાચંડીનો મોહ લાગ્યો છે. ચાલો તૈઆર થાઓ. હરિસેન! તમે પણ ચાલો; મહાદેવીને તૈઆર કરીએ.

**રુદ્રસેન:** (હસીને) આ વાત ખરી. જયદામન! પેલી તરફ પહેરેગીરો છે કે?

**જયદામન:** હા, કૃપાનાથ!

**રુદ્રસેન:** ત્યારે ખુશીથી સીધાવો.

**રામગુપ્ત:** (તિરસ્કારથી) ચંદ્ર! જા, જા, વાત કરી લે. એ સુરાષ્ટ્ર જશે પછી તને નહીં મળે.

[ચંદ્રગુપ્ત તિરસ્કારપૂર્વક દાદર ચઢી અંદર ચાલ્યો જાય છે અને હરિસેન તથા મહાદેવી ધીમે ધીમે પાછળ જાય છે.]

**રુદ્રસેન:** (દાઢી પર હાથ ફેરવ્યાં કરે છે અને અંદર જતી ધ્રુવદેવી તરફ લાલસાભરી આંખે જુએ છે.) બાયડી—તો જેનું નામ—

**રામગુપ્ત:** આંખે દીઠે—(હસે છે.)

**ઉન્દાન:** (ખેદથી પણ દૃઢતાથી) રાજન્! અમારી મહાદેવી અમારે મન લક્ષ્મીથી પણ વધારે છે. જોઇએ તો જીવ લો, પણ અવગણના સંભળાવો નહીં.

**રામગુપ્ત:** (મજાકમાં) અરે! એમ શું અધીરો થાય છે?

**ઉન્દાન:** (ગર્વથી) તમારી અધમ વાણી સાંભળી સાંભળી હું થાકી ગયો છું. હવે વધારે સાંભળવાની મારામાં ધીરજ

નથી. પચાસ વર્ષ મેં તમારા પિતાની સેવા ઉઠાવી અને તેને ખાતર આજે તમારી ઉઠાવું છું; પણ હવે હદ થઇ, છેક હદ થઇ ગઈ. પરાજયથી વધારે અધમ શું હોઇ શકે એ મેં કલ્પ્યું નહોતું, પણ તે આજે હું નજરે જોઉં છું. આજ પછી જો જીવતા રહીએ તો મારે તમારી સેવા કરવી નહીં.

**રામગુપ્ત:** આનંદની વાત છે. તારા જેવા લડવૈયાઓ છે તેમાં જ આ બધી જંજાળ છે ને?

**રુદ્રસેન:** (હસીને) હા, હા, હા. જયદામન! સાંભળ્યું કે! ઉન્દાન! ડોસા! સાંભળ્યું? તારા માલીકને તો તારી કશી પરવા પડી નથી. ચાલ, મારે ત્યાં. તારા જેવો શૂરવીર તો મારી સાથે શોભે.

**ઉન્દાન:** (ગર્વથી) હું મહાભાગવત શીવાય કોઇને સેવતો નથી; અને મહાક્ષત્રપ! મહાભાગવતોનું પુણ્ય મને પરવાર્યું લાગે છે. કાલે હું વારાણસી જઈ ભગવાન વિષ્ણુના પાદ સેવીશ, અને સદાય પ્રાર્થના કરીશ કે પરાક્રમદેવની કીર્તિ કાળી મેશ થાય તે પહેલાં મને ઉપાડી લે.

[હરિસેન પાછો આવીને રુદ્રસેન તરફ જાય છે. બધા તેના તરફ આતુરતાથી જુએ છે.]

**રુદ્રસેન:** કેમ હરિસેન! મહાદેવી તૈઆર થાય છે કે?

**હરિસેન:** (મીઠાશથી) મહાક્ષત્રપ! આર્યાવર્તની કીર્તિ કલંકિત થાય એવી આ માગણી છોડી દો, એવી મગધની મહાદેવીની પ્રાર્થના છે. જેણે જન્મ્યા પછી કોઈ પાસે કાંઈ માંગ્યું નથી તે તમારી પાસે યાચના કરે છે. રાજ્ય આવે છે ને જાય છે; વિજય મળે છે ને ચાલી જાય છે; પણ કીર્તિને લાગેલા ડાઘ

કદિ જતા નથીઃ મહાદેવો યાચે છે.

**રુદ્રસેનઃ** હરિસેન! તમારા પરાક્રમદેવે શું કરવામાં બાકી રાખી હતી?

**હરિસેનઃ** તે મહાનુભાવે ધર્મ ત્યાગી વિજય મેળવ્યો નથી, ને વિજય મેળવી ધર્મ ત્યાગ્યો નથી.

**રામગુપ્તઃ** હરિસેન! આમ શું રડે છે? પરાક્રમદેવની કીર્તિ એટલી ઉજ્જવલ છે કે આટલો ડાઘ તો દેખાવાનોએ નથી.

[રુદ્રસેન અને શકો ખડખડ હસે છે.]

**ઉન્દાનઃ** (સત્તાથી) તમે મુંગા રહેશો?

**રામગુપ્તઃ** શા માટે ભાઈ? સ્વામી હું છું કે તું? રુદ્રસેન! જા, એને લઈ જા; મજાહ કર. પસ્તાય તો મને પુછવા આવતો નહીં.

[પાન ખાય છે.]

**હરિસેનઃ** મહાક્ષત્રપ! આ રાજનીતિની વાત નથી, ધર્મની છે. રાજનીતિ ગમે તેવી પણ ચંચલ છે; ધર્મ સનાતન છે. સ્મૃતિઓ આવા પરસ્ત્રીસંગ્રહણ માટે વધની શિક્ષા ફરમાવે છે. ગૌબ્રાહ્મણપ્રતિપાળ રુદ્રદામનના વંશજ–તમે-આમ ધર્મને ત્યાગશો?

**જયદામનઃ** (રુદ્રસેનને) કૃપાનાથ! આ વાત—

**રુદ્રસેનઃ** (જયદામનને) છાનો મર! (હરિસેનને) સારું છે કે મારે ત્યાં એવી સ્મૃતિઓ નથી. પરાજિત રાજાઓની સ્ત્રીને પરણવી એ અધર્મ ક્યારથી ગણાયો? (ફલંગ ભરી પાસે આવે છે.) હરિસેન! ક્યાં સુધી ડાચાકુટ કરવી છે? હું અને મારા યોદ્ધાઓ થાકી ગયા છીએ. ધ્રુવદેવીને મોકલાવો, નહીં તો—

[ચપટી વગાડે છે.]

**હરિસેનઃ** મહાક્ષત્રપ! તમે જીદ નહીં છોડો?

રુદ્રસેનઃ મારી આજ્ઞા માનવી છે કે નથી માનવી?

હરિસેનઃ (ગૌરવથી) તો રુદ્રસેન! જે કોઈ આર્ય રાજાએ નથી કર્યું તે ભલે તમે કરો; ભલે તમે આર્યાવર્તની ધવલ કીર્તિ શ્યામ કરો. પણ યાદ રાખજો—શ્રી ગુપ્તના પ્રતાપી કુલની મહાદેવી ઇંદ્રાણીથી પણ પવિત્ર ને અસ્પર્શ્ય છે. તેને સ્પર્શવાનો દોષ તમારો ને તમારા શકોનો વિનાશ કરશે.

રુદ્રસેનઃ (દાઢી ઝાલી હસે છે.) હરિસેન! તું મને બીવડાવવા મથે છે? ભલા માણસ! મહાદેવીને મોકલી આપની એટલે તારો દેવ કહે છે તેમ બધાં સુખી થશે. અહીંઆં તારા રામગુપ્તને એનો હીસાબ નથી. મારા સુરાષ્ટ્રમાં મહાક્ષત્રપની એ દેવીનો બોલ ઝીલનારા હજારો હાજર છે.

રામગુપ્તઃ આ જીભાજોડી કોઇ દહાડો પુરી થવાની ખરી કે?

હરિસેનઃ (દઢતાથી) રુદ્રસેન! ત્યારે જાઓ, તમારું ધાર્યું કરો. એક પ્રહરમાં મહાદેવી અને તેની દાસીઓ લઈ હું તમારે શિબિરે આવીશ. પણ અહીંઆંથી ચાલી જવાનું વચન તમારે તરત પાળવું પડશે.

ઉન્દાનઃ (વ્યથા અનુભવીને) હરિસેન!—

હરિસેનઃ મહાદંડનાયક! શાંત થાઓ. શું કરવું તેની વિધિને પડી છે. (રુદ્રસેનને) બોલો શું કહો છો?

રુદ્રસેનઃ હા; હું મારો બોલ પાળીશ. તું મહાદેવીને લઇ આવ, હું વાટ જોતો બેઠો છું. એ આવ્યાં કે અમે અહીંઆંથી ચાલ્યા.

હરિસેનઃ (પગે લાગી) સીધાવો ત્યારે મહાક્ષત્રપ! હાથે કીધાં હૈયે વાગે તો અમને દોષ દેશો નહીં.

રુદ્રસેનઃ જયદામન! ચાલો. હરિસેન! ભુલતો નહીં. મહાદેવી જો નહીં આવ્યાં તો સૂર્ય આથમતાં તમારે પરલોકમાં ઉચાળા ભરવા પડશે.

હરિસેનઃ (હોઠ બીડીને) મહાક્ષત્રપ! ફીકર કરશો નહીં. પ્રયાણ કરવાની તમે જ તૈઆરી રાખજો. (રુદ્રસેન ને શક યોદ્ધાઓ જાય છે. હરિસેન નીસાસો મુકે છે.) રામગુપ્ત! ગુપ્તકુલકલંક! આજે મારો અવતાર, મારી રાજનીતિ, મારી વિદ્યા, મારા સંસ્કાર, બધાં પર પાણી ફરી વળ્યું. તમારી આજ્ઞા માથે ચઢાવતાં જે ચંડાળ ન કરે તે હું કરું છું. હું અત્યારે ઉપાડું છું—છેલ્લી વાર, ફરી નહીં ઉપાડું.

રામગુપ્તઃ હરિસેન! આજથી હવે મારે કોઇનું કામ જ ક્યાં છે? હું તો આજે જ કુસુમપુર ચાલ્યો.

[ઉભો થઈ જવા માંડે છે.]

હરિસેનઃ (કડવાશથી) હા, સીધાવો. જે ધર્મ સ્થાપતાં પરાક્રમદેવ અને પૂજ્યપાદ આચાર્યદેવને પચાસ વર્ષ થયાં તે આજે તમે જોતજોતાંમાં નિર્મૂળ કર્યો. હવે સીધાવો.

ઉન્દાનઃ હરિસેન! હવે આપણે શું કરીશું?

હરિસેનઃ ઉન્દાન! મહાદંડનાયક! બધું ભલે જાય, પણ આપણા જીવતાં પરાક્રમદેવની કીર્તિ લોપાવા કેમ દેવાય? તમે સેનાનાયકોને બોલાવો. હું હમણાં પાછો આવું છું ત્યારે વાત કરીશ.

[જાય છે.]

રામગુપ્તઃ મધુરિકા! આપણે પણ ચાલો, મગધ જવાની તૈઆરી કરીએ. (ખિન્ન મુખે ઉભેલા ઉન્દાન અને રોહલ તરફ

જુએ છે.) આજે 'દેવનો જય થાઓ' એ કહેવાની હીંમત તો તમારામાં ક્યાંથી હોય? (હસે છે.) છોકરીઓ! ચાલો.

[પરિચારિકા સાથે જાય છે.]

ઉન્દાન: (થોડી વાર આમ તેમ ફરીને) ઓ ભગવાન ચક્ધર! આ બધું જોવા માટે શીદને જીવાડ્યો? (નીસાસો મુકે છે.) પરાક્રમદેવ! વ્યાઘ્રપરાક્રમ! સહસ્ર સમરાંગણો સાથે ખેલ્યાં, રાજવીઓના શતકો સંહાર્યાં, દુનીઆ જીતી ને તેનાં દાન કર્યાં ત્યારે આપને ક્યાંથી ખબર કે એ દિવસમાં બધી અભિલાષા, મહત્ત્વાકાંક્ષા, અને કીર્તિ પર આમ પાણી ફરી વળશે? મારા સ્વામી! તમે ગયા ત્યારે મને સાથે શેં ન લઇ ગયા? આજે તમારું બધું ગયું, સાથે અમારાં તેજ ગયાં ને પૂર્વજોનો ધર્મ લુંટાયો ...અરેરે! મારે લલાટે આ જોવાનું રહ્યું—

રોહલ: —ને તે પણ મુંગે મોઢે. જેની કીર્તિ, રાજ્ય ને સ્ત્રી ત્રણે જાય છે તે નફ્ફટને કશી પરવા નથી.

ઉન્દાન: (ઉકળી જઇને) ના, નથી. (ખેદથી) રોહલ, બેટા! માણુસ માણુસમાં કેવો ફેર છે? બાપ જીવતાં જે આપણે કલ્પી શકત નહીં તે દીકરા જીવતાં સહેલાઇથી સહી શકીએ છીએ. મગધની મહાદેવી આમ જાય—(દાંત પીસી) અને આપણે—ધર્મરાજ્યના સ્તંભો—આ આંખે જોઇ રહીએ! (આંસુ લુછે છે.) રોહલ! એક મહાત્મા વડે આપણે મહાન હતા, તેના વિના આજે મહિમાહીણા છીએ. (વિચાર કરતો હોય તેમ) આ કીર્તિ ને રાજ્યના આપણે ભાગીદાર નથી? આપણી મહેનત ને રુધિર પર તે રચાયાં નથી?... મારા બીચારા લાખો સૈનિકો-એ એને માટે પ્રાણ આપ્યા છે.

[નીચું જોઇ બંને મુંગા ઉભા રહે છે. ચાર સેનાપતિઓ ઝપાટાબંધ આવે છે અને ઉન્દાનને પગે પડે છે.]

**સેનાપતિઓ:** દંડનાયકનો જય!

**ઉન્દાન:** (ખેદથી) પુત્રો! આયુષ્માન થાઓ!

**પહેલો સેનાપતિ:** મહાદંડનાયક! આ અમે શું સાંભળ્યું? આપણા મહાદેવી શકપતિને ત્યાં?

**ઉન્દાન:** (ખેદથી) તમે સાંભળ્યું તે ખરું છે. દીકરા મારા! કાલે આપણે હાર્યા ને ઉજ્જેણી ખોઇ. આજે આપણે કલંકિત થયા ને આપણી કીર્તિ ને ધર્મ ખોયાં. (માથું ધુણાવી આક્રંદથી) આપણા દેખતાં આપણાં મહાદેવીને શકપતિ લઇ ગયો... (દાંત પીસીને) અને આપણે જોયાં કર્યું.

**બીજો સેનાપતિ:** (ઉગ્રતાથી) પણ આપે—આપે એ કેમ કરવા દીધું? શ્રી ગુપ્તકુલની મહાદેવી—

**ઉન્દાન:** (ખેદથી) હું બાયલો બન્યો, ધર્મભ્રષ્ટ ઠર્યો. બેટા! કહે, જે કહેવું હોય તે કહે. પણ હું શું બોલું? દેવ, મહારાજ ને હરિસેન આગળ હું શું કરું? આખરે મહાદેવીએ પણ કબુલ્યું. હદ થઇ. જગતને મોઢું શું બતાવીશું? (આંસુ લુછે છે.)

**પહેલો સેનાપતિ:** હજી કૈં થાય એવું નથી? કૈં તો કરો.

**ઉન્દાન:** (કડવાશથી) રામગુપ્તે પોતે સ્વેચ્છાથી સ્વામિની દઇ દીધી.

**બે સેનાપતિઓ:** હેં?

**ઉન્દાન:** ભાઇ! એક પશુ પણ ન કરે તે એક પરમ ભાગવતને કરતા અમે આજે જોયા. પુછ રોહલને. કાલે આ કાયરને લીધે હાર્યા, આજે આ દશા થઇ. દત્તદેવી ને આચાર્યદેવે

શું જોઇને રાજ્યદંડ આના હાથમાં મુકયો?

રોહલ: મહાદંડનાયક, ગુરુવર્ય' કલ્પાંત ન કરો. હવે શું કરવું? પરાક્રમદેવ આજે હોત તો શું કરત? કાંઇ કરવું છે કે આમ ને આમ બેસી રહેવું છે?

ઉન્દ્રાન: (કડવાશથી) પરાક્રમદેવ આજે જીવતા હોત તો શકપતિ થરથર ધ્રુજતો ગિરનારની ગુફાઓમાં ભરાઇ બેઠો હોત.

રોહલ: દંડનાયક, થયું તે થયું; પણ આપણું શું? ધર્મ લુંટાયો તોએ આપણે આ કુલાંગારની સેવા કર્યા જ કરવી?

**બે સેનાપતિઓ:** ખરી વાત છે. શા માટે કરવી?

**ત્રીજો સેનાપતિ:** આ કાયરની સેવા મને સ્વીકાર્ય નથી.

રોહલ: તો પછી હજુ પણ વખત છે. ભગવતી અને આચાર્યદેવે કરેલી ભુલ આપણે કેમ સુધારીએ નહીં? ગુરુવર્યે હમણાં જ કહ્યું તેમ આ કીર્તિ ને રાજ્ય આપણા પરાક્રમ પર રચાયાં છે. ચાલો, મહારાજ ચંદ્રગુપ્તને રાજ્યદંડ આપીએ અને તેની આજ્ઞાનુસાર શકો પર તુટી પડીએ. ભલે મરીએ, પણ સમોતે તો ખરા.

ઉન્દ્રાન: (જરા ધીમેથી) ખરી વાત છે. એ ચંદ્રગુપ્ત એકલો જ બાપની કીર્તિ સાચવે એવો છે. પણ પુત્રો! એ વાત તો આઘી રહી; અત્યારે કીર્તિ સાચવવાની વાત જ ક્યાં છે? એ તો બળીને ભસ્મ થઈ ગઇ. હરિસેન મહાદેવીને સોંપવા ગયો છે ત્યાં આપણે શું મોઢું લઇને જીવીએ છીએ ને કીર્તિની વાતો કરીએ છીએ? (ખેદથી ડોકું ધુણાવી) અત્યારે તો એક જ વાત છે. કીર્તિ ગઈ, ધર્મ ગયો; આપણાથી જીવતા કેમ રહેવાય? મગધની મહાદેવી પરહસ્તે ગઇ; આપણે શા માટે પ્રાણ ધારીએ છીએ?

**પહેલો સેનાપતિ:** કુસુમપુરમાં શું મોઢું બતાવીશું?

**ઉન્દાન:** ને આચાર્યદેવ ને દત્તદેવી શું કહેશે?

**ત્રીજો સેનાપતિ:** પણ અત્યારે કરવું શું?

**રોહલ:** (અધીરાઈથી) શું કરવું? મરવું. કીર્તિવીહોણા જીવવા કરતાં કીર્તિની આહૂતિ અપાય ત્યારે સાથે બળી મરવું સારું.

**ઉન્દાન:** રોહલની વાત ખરી છે. તમે બધા જુવાન છો; હું વૃદ્ધ છું. આ કલંક મારે જોવું નથી. હું હમણાં શસ્ત્રો સજી ક્ષત્રપ પર તુટી પડું છું. (ઉભો થાય છે.)

**રોહલ:** એકલા ક્યાં જશો? હું પણ આવું છું.

**ઉન્દાન:** (ઉત્સાહથી) સાથે જે આવે તેને લઈ લઈએ. શકપતિ મહાદેવીને ભ્રષ્ટ કરે તે પહેલાં તેને મારીએ કે મરીએ. તમારામાંના કોણ મારી સાથે આવે છે?

**રોહલ:** ખુબ કરી મહાદંડનાયક! ચાલો. આપણે—ગુપ્ત કીર્તિના વિજયસ્તંભો—પડીશું તોએ વિજયને સેવતા.

**ઉન્દાન:** અને જગત આખું કહેશે કે અધમતામાં જીવ્યા કરતાં આપણે મૃત્યુને વરવાનું પસંદ કર્યું.

**રોહલ:** તમે તો કાર્તિકેયના અવતાર છો.

**સેનાપતિઓ:** અમે પણ તૈઆર છીએ.

**ઉન્દાન:** તો પુત્રો! તમે જાઓ. યોદ્ધાઓને પુછો કે આપણી દુર્જયતા સિદ્ધ કરવા કોણ આવે છે? સાથે સાથે આપણે જીવન-ભર મરણ સાથે ખેલ કર્યો છે; આજે મરણને આલિંગવા કોણ તૈઆર છે? જાઓ, જલદી આવો. હું તમારી વાટ જોતો બેઠો છું.

**પહેલો સેનાપતિ:** અમે હમણાં જઈએ છીએ. પણ મહારાજ ક્યાં છે?

ઉન્દાનઃ અંતઃપુરમાં ગયા છે; હમણાં આવશે. તમે જાઓ, વિજય કરો. (સેનાપતિઓ પગે લાગી જાય છે. ઉન્દાન એક ઠેકાણે બેસે છે અને એકાગ્ર નયને ભોંય સામું જોયા કરે છે.) એક પ્રહરમાં આપણે છાપો મારીશું અને વીરને શોભે એવું મૃત્યુ મેળવીશું.... અને રાતે—પિતૃલોકમાં પરાક્રમદેવ રાજી થશે.... અને આ છોકરો! ભગવાન વિષ્ણુ, પરાક્રમદેવ ને દત્તદેવીનો આ પુત્ર! આવા છોકરાથી... વાંઝીઆં મરવું સારું. ...કેવો બાપ! કેવી મા! કેવી સ્ત્રી! કેવો ભાઈ! અને... અને કેવો પોતે!... વિધિની ઘટના પણ કૈં અકલ છે.

**રોહલ**: રામગુપ્તનું શું થશે?

**ઉન્દાન**: એ મરશે એને મોતે. કોઇ દારૂડીઓ એનું માથું ફોડશે, કોઈ કુતરો એનું પિંજર કરડશે—

**ધ્રુવદેવી**: (દોડતી, અકળાતી, છુટે વાળે ને બહાવરે નયને દાખલ થાય છે અને ચીસ પાડે છે.) ઉન્દાન! દંડનાયક!—

**ઉન્દાન**: }
**રોહલ**: } (સ્તબ્ધ બની) સ્વામિની તમે?—

**ધ્રુવદેવી**: (બહાવરી) હા, હું. ઉન્દાન! શું જોઈ રહ્યા છો? કાંઇ કરો, કરોની. દોડો, મહારાજને બચાવો.

**ઉન્દાન**: (પાસે દોડી જઇ) પણ તમે ક્યાંથી? શું છે? શું થયું?

**ધ્રુવદેવી**: (ઉતાવળથી બોલતાં) મહારાજે મને નહીં જવા દીધી અને પોતે અને તમારો આગ્રકર્દવ અને બીજા વીસ યોદ્ધાઓ સ્ત્રીનો વેશ પહેરી હરિસેન જોડે શકપતિને ત્યાં ગયા છે. એમને બચાવો.

**ઉન્દાનઃ** (ચકિત થઇ) તમને બચાવવા મહારાજ સ્ત્રી-વેશે ગયા?

**ધ્રુવદેવીઃ** (ધ્રુસકાં ભરતાં) મને બચાવી, ગુપ્તોની કીર્તિ બચાવી, પણ જાતે મુઆ! કાંઇ કરો, દંડનાયક! ઉઠો.

**ઉન્દાનઃ** (ગર્વથી) ધન્ય છે મારા મહારાજને. પરાક્રમદેવ તારામાં સજીવ થયા છે.

**ધ્રુવદેવીઃ** (અધીરાઇથી) અરે! પણ કાંઈ કરો. પેલો પશુ એને ઓળખશે એટલે મારી નાંખશે. પ્રહર બે પ્રહરની વાત છે. (આંખે હાથ દઇ) એ મરી જશે ને આખી પૃથ્વી પર અંધકાર ફરી વળશે.

**ઉન્દાનઃ** (ઉત્સાહથી) સ્વામિની! નહીં ફરી વળે. મહારાજ જેવા આદિત્ય છતાં અંધકાર કેમ ફરી વળે? સ્વામિની! અમે જઇએ છીએ. મહાભાગવતોનાં તપ અને ધર્મ વારે ધાશે. રોહલ! શંખ ફૂંક, નાયકોને બોલાવ. મહારાજ—મારો મહારાજ—મારો બાલસ્વામી એકલો અરિપુરમાં ક્ષત્રપને મારવા ગયો છે, ને અમે પણ જઇએ છીએ. શંખ ફૂંક. (રોહલ શંખ ફૂંકે છે.) અમે જઇએ છીએ. ભટ્ટિણી! એ ગુપ્તકુલના કીર્તિધ્વજને પાછા લાવીશું, નહિ તો મરીશું.

**ધ્રુવદેવીઃ** મને પણ લઇ જાઓ.

**ઉન્દાનઃ** ના, સ્વામિની! આ સુંદરીઓનું કામ નથી.

**ધ્રુવદેવીઃ** એ મરે તો તે પહેલાં મારે મરવું છે.

**ઉન્દાનઃ** તમે સુરક્ષિત હશો તો જ એ બચશે. આ જીદનો વખત નથી. દેવનાં અંગરક્ષકો અહીંઆં છે તે તમારું રક્ષણ કરશે. નહિ તો બધા ગરુડધ્વજને આધીન તો છીએ જ. (સેના-

નાયકો દોડતા દોડતા આવે છે.) આવો, આવો, મારા યોદ્ધાઓ! વીરો! સાંભળ્યું? શકપતિએ આપણાં મહાદેવી લઈ આપણને જીવતા જતા કર્યા; અને મહારાજ મહાદેવીને બદલે સ્ત્રી-વેશે શકપતિ પાસે ગયા છે. હું ને રૌહલ તેમને બચાવવા જઈએ છીએ. કોણ આવે છે? બોલો, કાયર હોય તે આવશો નહીં, જેને જીવ વહાલા હોય તે આવશો નહીં. મારે વીરો જોઈએ છે. બોલો, કોણ કોણ આવશો?

**બધા:** બધા, બધા.

**ઉદ્દાત:** પુત્રો! મહારાજનો જીવ, પરાક્રમદેવની કીર્તિ, આચાર્યદેવનો ધર્મ તમારા હાથમાં છે. વત્સો! ચાલો એને લઇ આવીએ. બોલો, પરાક્રમદેવની જય! જ્યાં ધર્મ ત્યાં જય!

**બધા:** પરાક્રમદેવની જય! જ્યાં ધર્મ ત્યાં જય!

[બધા યોદ્ધાઓ જાય છે.]

**ધ્રુવદેવી:** ગયા—બધા ગયા. પાછા આવે ત્યાં સુધી . . . ત્યાં સુધી વાટ કેમ જોઈ શકીશ? આ બધામાં એક જ નર-વીર, એક જ પુરુષ, તેનું શું થશે?—શું થતું હશે?

[વિચારમાં ને વિચારમાં ત્રણચાર ઘડી વહી જતી જણાય છે. ધીમે ધીમે અંધારું થતું જાય છે. થોડી વારે એક પરિચારિકા આવી બે ભીંતે બે દીવા ચેતાવી જાય છે. પળ વાર દૃશ્ય થંભે છે. સમય ચાલ્યો જાય છે. થોડી વારે ચંદ્રગુપ્ત રામગુપ્ત હેડકી ખાતા આવે છે. પાછળ એક ચંવની પણ નીશામાં લથડતી આવે છે. એના હાથમાં એક પીછી છે જે તે પોતાને જ આંખે છે અને એકલી એકલી હસે છે. રામગુપ્ત આવે છે ને ચારે તરફ જુએ છે. ફરીથી 'પરાક્રમદેવની જય'ની ઘોષણા ઝાંખી રીતે સંભળાય છે.]

રામગુપ્ત: (ચમકીને) પરાક્રમદેવની જ-જય! મૂર્ખાઓ! મૂર્ખાઓ! એ ઘોષણા સાંભળી સાંભળી હું થાકી ગયો. કેટલાક જીવતાં કનડે, કેટલાક મરી ગયા પછી કનડે. પરાક્રમદેવ જીવતે ને મુએ કનડ્યા જ કરે છે. (બેસે છે.) માલિકા! બેસ. અત્યારે કુસુમપુર જવાની તૈઆરી કરીએ. ત્યાં—ત્યાં શીતલ સમીર ને સુંદર ચંદ્રશાળાઓ મળશે. આ દુર્ભાગી ભૂમિમાં તાપ ને ધુળ ...ભુખમરો ને મુડદાં...ને પરાક્રમદેવની જય ને–ને–જ્યાં ધર્મ ત્યાં...જય.

[તે ઝોકાં ખાય છે. માલિકા પણ પોતાની જાતને પીછી ઉરાડતી ઉરાડતી ભોંય પર પડી ઉંઘી જાય છે. રાત પડે છે. અનેક ઘડીઓ વહી જાય છે. ધ્રુવદેવી ચિંતાતુર મુખે આવે છે.]

ધ્રુવદેવી: (સ્વગત) વખત કેમે કરી વહેતો નથી. શું થયું હશે? આટલી બધી વાર કેમ લાગી? કોઇ કેમ સંદેશો લાવતું નથી...મહારાજનું શું થતું હશે?

રામગુપ્ત: (એકદમ ચમકીને જાગે છે ને આંખો ચોળે છે) એ કોણ છે? કોણ મધુરિકા? નહીં? (ફરીથી આંખો ચોળે છે. ચમકીને) કોણ ધ્રુવદેવી? એ કોણ?...મહાદેવી? (આંખો જોરથી મીંચે છે.) સ્વપ્નામાં પણ એની એ જ આવે છે. હોય નહીં. એ તો શકપતિ લઇ ગયો. (ફરી આંખો ઉઘાડે છે. ચમકે છે ને આંખો ચોળતો બેઠો થાય છે.) કોણ ધ્રુવદેવી? (લથડતો ઉઠે છે.) દેવી! (ધ્રુવદેવી તેને પાછળ આવતો જોઇ ચમકે છે.) પાછી ક્યાંથી આવી? મેં તને આપી દીધી હતી. મારે તારું કામ નથી. (આંખો ચોળે છે.) ધ્રુવદેવી–ધ્રુવદેવી—ધ્રુવદેવી—

ધ્રુવદેવી: (સખ્તાઇથી) કેમ?

રામગુપ્ત: તું ક્યાંથી આવી? ચાલી જા.

ધ્રુવદેવી: (માથા પર હાથ મુકી નીસાસો મુકે છે.) હું ગઈ જ નથી.

રામગુપ્ત: (આંખો ફાડીને) ગઇ જ નથી? શું થયું? શકપતિ તને નહીં લઇ ગયો?...હેં? શું સંધિ નહીં થઈ?... મારાથી કુસુમપુર નહીં જવાય? બોલ–બોલ. (ધ્રુવદેવીનો હાથ ઝાલવા જાય છે પણ તે તરછોડી નાંખે છે) મારાથી નહીં જવાય?

ધ્રુવદેવી: (તિરસ્કારથી) જવું હોય તો જાઓ.

રામગુપ્ત: તું શકપતિ જોડે કેમ નહીં ગઈ? તને થયું શું?

ધ્રુવદેવી: (કચવાઇને) જે થવાનું હતું તે થયું. તમારે શી પંચાત?

રામગુપ્ત: (હાસ્યજનક રીતે ડોકું ધુણાવી) પેલો ચંદ્ર ક્યાં ગયો? બોલ.

ધ્રુવદેવી: (કડવાશથી) તમારી કીર્તિ સાચવવા શકપતિને ત્યાં ગયો છે.

રામગુપ્ત: શકપતિને ત્યાં શું કામ? સંધિ કરવા? (ધ્રુવદેવી જવા જાય છે તેનો તે હાથ પકડે છે. મહાદેવી ફરીથી તેનો હાથ તરછોડી નાંખે છે.) શું સલાહ કરવા?

ધ્રુવદેવી: મારે બદલે—સ્ત્રીનો વેશ પહેરીને.

રામગુપ્ત: (હસીને) હા—હા—હા—સમજ્યો. હા—હા. હવે સમજ્યો. તેમાં આમ રડતી સુરતે ઉભી છે. હા—હા. એ પણ ઠીક કરી. તારે બદલે એ ગયો.

ધ્રુવદેવી: (આકળામણથી) એ ભગવાન લક્ષ્મીપતિ!

રામગુપ્ત: (પોતાની મેળે હસીને) સમજ્યો, સમજ્યો.

હા–હા–હા. ધ્રુવદેવી! એ ગયો. ચાલો ત્યારે તમે તૈઆર થાઓ. હું હમણાં પાટલીપુત્ર જાઉં છું ને તમને પણ સાથે લઇ જાઉં.

**ધ્રુવદેવી:** હું અહીંઆંથી ખસવાની નથી.

**રામગુપ્ત:** સમજ્યો. હા–હા–હા. ચંદ્રની વાટ જુએ છે. ઠીક છે. હા–હા. એને પેલો ક્ષત્રપ છોડવાનો છે? તૈઆર થાઓ, ચાલો. (હિડકી ખાતો ખાતો ચાલી જાય છે.)

**ધ્રુવદેવી:** (તિરસ્કારથી જોઇ રહીને સ્વગત) ઓ ભગવાન! હજી કેમ કોઇ આવ્યું નહીં? શું થવા બેઠું છે? (માથું કુટે છે.)...મહારાજનું શું થયું હશે? દેવાધિદેવ–ચક્રભૃત! એનું રક્ષણ કરજો. એના અને મારા પૂર્વજોનાં તપ એને સહાય કરજો...ઓ ભગવાન! મારું આયુ જોઇએ તો લે, અને એને ચિરંજીવ કર.

[બેસીને ઉંધું ઘાલીને રડતીરડતી પડે છે. ઘડીએક ચાલી જાય છે. માધવી અને કાલિદાસ ચિંતાગ્રસ્ત દાખલ થાય છે. કાલિદાસ પગે અને માથે ઘવાએલો લાગે છે અને માધવીના ખભા પર હાથ મુકી ખોડંગતો ખોડંગતો આવે છે. કવિતા વિસરી એણે પણ શસ્ત્ર લીધાં હોય એમ સ્પષ્ટ લાગે છે.]

**માધવી:** (કાલિદાસનો હાથ ઝાલી) પ્રિયતમ! શું થવા બેઠું છે? મારો તો જીવ કહ્યું કરતો નથી.

**કાલિદાસ:** પ્રિયે! અમાવાસ્યાના અંધકાર જેવો વર્તમાન થઇ પડયો છે. મને કાંઇ દેખાતું નથી. આવતી પળે શું થશે તે કલ્પી શકાતું નથી. આખા ઉજ્જૈયનીમાં મારા તારા જેવાં નિર્બળ શીવાય બધાં અરિપુર પર ઉલટયાં છે.

**માધવી:** (નીસાસો નાંખી) ઓ ભોળાનાથ! શું થશે!

**કાલિદાસ:** પ્રિયે! કયાં તો મારો મિત્ર કમોતે મરશે અને

મગધનું ધર્મરાજ સંકેલાઇ જશે. નહીં તો શકપતિ જોડે વિગ્રહ કર્યાં કરવો પડશે ને વધારે લોહી રેડાશે. જે થવાનું હશે તે થશે, પણ આપણાથી જંપીને વાગીશ્વરીનું સેવન થવાનું નથી.

**માધવી:** આપણે આમ બેઠાં છીએ ને આપણા પર શકો તુટી પડે તો?

**કાલિદાસ:** પ્રિયે! હું સબળ નથી કે સામે થઇ શકું. હું કાયર નથી કે શકપતિને શરણે જાઉં. રવિને પ્રતાપે કમલ વિકસે તેમ શ્રી ગુપ્તવંશને પ્રતાપે આપણે વિકસીએ છીએ. રવિ જશે એટલે આપણે બીડાઇ જઇશું.

**માધવી:** આપણે અહીંઆ નહીં આવ્યાં હોત તો કેવું સારું?

**કાલિદાસ:** જીવ્યા કરતાં, કહે છે, કે જોયું ભલું. હોલવાતા પ્રદીપ સમું મગધનું હોલવાતું પરાક્રમ તો આપણે છેલ્લીવાર ભભુકતું જોયું.

**માધવી:** ને પેલા નીચ કુકર્મીની અધમતા જોઇ.

**કાલિદાસ:** ને જેમ બે દિશામાં સામસામી વિદ્યુલ્લેખા ચમકે તેમ બે પરાક્રમી આત્માના ચમકારા જોયા—

**માધવી:** મહારાજ ને સ્વામિનીના—

**કાલિદાસ:** (ખેદથી) વિધિએ વાંકા લેખ ન લખ્યા હોત તો—

**માધવી:** મોઇ એ વિધાતા! એણે તો મગધને જડમૂળથી ઉખાડી મુક્યું. પણ પેલો ગયો કે?

**કાલિદાસ:** એ બેઠોબેઠો મોજ કરે. એને લઇ જનાર પણ કોઇ જોઇએ ને? પ્રિયે! જો મહારાજને કાંઇ થયું તો મારે મગધમાં રહેવું નથી.

**માધવી:** જો અહીંઆથી જ સમેસુતરે જઇએ તો ભગ-

વાન પાર્વતીપતિને સવાલક્ષ બિલિપત્રે રીઝવીશ. (બહાર લોકોનો અવાજ અને ઘોડાનાં પગલાં સંભળાય છે.—બીને) એ શું? શકો આવ્યા? ક્યાં જઇશું?

**કાલિદાસ:** (ઉભો થઇ જઇ ખોડંગતો બારી પાસે જાય છે.) જો જો! મશાલો આવતી દેખાય છે. વિજયઘોષણા કરતું સૈન્ય આવે છે. મરી ગયા! (બહેબાકળો જુએ છે. દૂરથી અવાજ સ્પષ્ટ સંભળાય છે! 'પરાક્રમદેવની જય!') હેં? સાંભળ્યું? આપણે છુત્યા પ્રિયે! (માધવીને હૈયા સરસી ચાંપે છે.) જો, સાંભળ. એ ઉન્દાનનો અવાજ. (અવાજ સંભળાય છે: 'મહારાજ ચન્દ્ર-ગુપ્તનો જય!') બાલે! મહારાજ પાછા આવ્યા—વિજય થયો. તું અહીંઆ ઉભી રહે. હું મહારાજને લઇ આવું. (તે લાકડી લઈ ખોડંગતો બહાર જાય છે. જયઘોષણા પાસે ને પાસે આવે છે.)

**ધ્રુવદેવી:** (એકદમ માથું ઉંચું કરી ધ્યાનથી સાંભળે છે અને ચમકીને) શું થયું? એ કોણ આવ્યું? આ શાના અવાજો સંભળાય છે? માધવી! મહારાજ આવ્યા?

**માધવી:** (દોડતી પાસે જાય છે.) ભટ્ટિણી! ગભરાશો નહીં. મહારાજ ને ઉન્દાન શકપતિને હરાવી પાછા આવ્યા લાગે છે.

**ધ્રુવદેવી:** (સહર્ષ ને સફાળી બારી પાસે જાય છે.) હા! મહારાજ પોતે, જો જો! માધવી! જ્યાં ધર્મ ત્યાં જય!

[બંને આતુરતાથી બારી બહાર જોયાં કરે છે. પાછળથી ગુહસેન આવે છે. ગુહસેન પ્રચંડ પણ સ્વરૂપવાન મીઠામુખો દેખાતો સુંદર વસ્ત્રાભૂષણે સજ્જિત યોદ્ધા છે. તે હસતો હસતો મહાદેવી પાસે આવે છે.]

**ગુહસેન:** ભટ્ટિણીનો જય! દેવ આજ્ઞા કરે છે કે આપે

એમની સાથે મગધ આવવા પધારવું. (જરા હસીને હાથ જોડીને ઉભો રહે છે.)

**ધ્રુવદેવીઃ** (તેના તરફ સખ્તાઈથી જોતાં) અત્યારે? હું નથી આવવાની!

**ગુહસેનઃ** (હાથ જોડી હસે છે અને નીચો નમે છે.) મહાદેવી! દેવની આજ્ઞા છે.

**ધ્રુવદેવીઃ** (તિરસ્કારથી તેના તરફ પુંઠ ફેરવી) માધવી, જો! મહારાજ મહાલય પાસે આવી લાગ્યા . . . જો, હમણાં ઘોડા પરથી ઉતરશે. જો તો ખરી, વિજયમદથી ઉન્મત્ત બનેલા મહારથીઓ એને કેમ વીંટાઇ વળ્યા છે! (ગુહસેન તરફ ફરીને ગુસ્સામાં) ચાલી જા. કેમ ઉભો છે?

**ગુહસેનઃ** (હાથ જોડીને મીઠું હસે છે.) દેવની આજ્ઞા છે કે આપને લઇ આવવાં—(ધીમેથી) કોઇ પણ રીતે.

**ધ્રુવદેવીઃ** દૂર જા! હું નથી આવવાની! (ગુસ્સામાં બારી તરફ ફરે છે.) માધવી! ઘોડા પરથી ઉતર્યા. જો, પગથીઆં ચઢે છે.

**ગુહસેનઃ** (હસીને) ભટ્ટિણી! ચાલો છો કે નહીં?

**ધ્રુવદેવીઃ** (સહર્ષ) આવ્યા—માધવી!

**ગુહસેનઃ** દેવની આજ્ઞા—

[ તે પાછળથી ધ્રુવદેવીના મોં પર હાથ મુકી તેમને ઉચકે છે. ધ્રુવદેવી છુટવા ફાંફાં મારે છે, પણ ગુહસેનના બળ આગળ કાંઇ ફાવતું નથી. ]

**માધવીઃ** (ગુહસેનને પકડીને) ઉભો રહે, પાપી! ક્યાં જાય છે?

[માધવી ગુહસેનને વળગવા જાય છે, પણ ગુહસેન તેને જોરથી

ધક્કો મારે છે. માધવી પડી જાય છે. ગુહસેન ધ્રુવદેવીને લઇને નાસી જાય છે. એટલામાં આગલા ઓરડામાં આવી પહોંચેલા વિજયી વીરોનો અવાજ સંભળાય છે.]

રોહલ: (બહારથી) મહારાજનો જય!

ચંદ્રગુપ્ત: (બહારથી ફાટેલે કાંપતે અવાજે) યોદ્ધાઓ! સૈનિકો! પરાક્રમદેવનો જય! મહાદેવીનો જય! જાઓ, જાઓ, એકેએક શકનો સંહાર કરો. જ્યાં ધર્મ ત્યાં જય!

યોદ્ધાઓ: (બહારથી) મહારાજનો જય! જ્યાં ધર્મ ત્યાં જય!

ઉન્દાન: (બહાર મોટે અવાજે લોકોને કહે છે) વીરો! શ્રી ગુપ્તકુલતિલક મહારાજ ચંદ્રગુપ્તે શકપતિને સંહાર્યો છે. જાઓ! ઉજ્જયનીમાંથી વીણી વીણીને શત્રુઓને પુરા કરો.

ચંદ્રગુપ્ત: (બહારથી) ઉન્દાન! તમે સેનાપતિઓને આજ્ઞા આપો. હું સ્વામિનીને ખબર કરી આવું. (હર્ષભેર અંદર આવે છે. તે બેચાર ઠેકાણે ઘવાયલો છે.) સ્વામિની! સ્વામિની! દેવી! ક્યાં છો?... (પાસેના ખંડમાં ડોકીયું કરે છે.) સ્વામિની! શકપતિને મેં મારી નાંખ્યો. ક્યાં છો? (આગળ આવીને) કોણ છે? માધવી! (માધવી માથું દાબતી બેઠી થાય છે.) માધવી! શું થયું છે? સ્વામિની ક્યાં છે? કેમ કોઈ દેખાતું નથી?

માધવી: (રડતે રાગે) મહારાજ! ભટ્ટિણીને પેલો મુઓ કાળમુખો—ગુહસેન ઉપાડી ગયો.

ચંદ્રગુપ્ત: (ડોળા કાઢી) ગુહસેન?

માધવી: (ઘ્રુસકાં ખાતાં) હા, દેવે આજ્ઞા કરી. દેવ તેને જબરજસ્તીથી મગધ ઉપાડી ગયા.

કાલિદાસ: (આવીને માધવી પાસે જાય છે.) માધવી! શું થયું?

ચંદ્રગુપ્તઃ (ફીક્કો પડી બહેબાકળો બની ચારે તરફ જુએ છે.) સ્વામિની ગયાં?...ગુહસેન ઉપાડી ગયો?... (માથું નમાવે છે ને બેભાનની માફક એકીટશે ભોંય પર જોયા કરે છે. થોડી વારે વેદનાભર્યું મુખ ઉંચું કરે છે અને નિસ્તેજ આંખે આસપાસ જુએ છે.) સ્વામિની ગયાં?... (આંખો મીચી કપાળ પરથી વાળ ઉંચા કરે છે.) કાલિદાસ! મને લઇ જા... મને બહુ ઘા વાગ્યા છે.... (હાથ લંબાવે છે ને કાલિદાસ આવે તે પહેલાં ભોંય પર પડે છે.)

[પડદો પડે છે.]

[સમય: આશરે પાંચ મહીના પછી એક સવાર.

સ્થળ: રાજમહાલય પાસે આવેલા આમ્રવનમાં આચાર્ય યાજ્ઞવલ્ક્યની પર્ણકુટીની સામેનો ભાગ. જનક વિદેહીના દરબારમાં થઇ ગએલા, મૈત્રેયીના પતિ યાજ્ઞવલ્ક્યના નામધારી યોગીશ્વર મિથિલાથી સમુદ્રગુપ્તના સમયમાં ઉતરી આવ્યા હતા. સમુદ્રગુપ્તે તેમને ગુરૂ સ્થાપ્યા; આચાર્યે સ્મૃતિઓમાંપણ શ્રેષ્ઠ એવી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ રચી સમુદ્રગુપ્તે જીતેલી પૃથ્વીને શાંતિ અને શુદ્ધિનો માર્ગ બતાવ્યો. શિષ્યના દિગ્વિજયને ગુરૂએ ધર્મનો ઓપ ચઢાવ્યો, અને રાજકીય એકતંત્ર ને નૈતિક, સાંસારિક, અને સાંસ્કારિક ઐક્ય આપ્યું. એની આજ્ઞાથી સમુદ્રગુપ્તે અશ્વમેધ કર્યો અને એના પાદ પૂજવા દેશદેશના વેદવિદો આવ્યા. આજે એને લીધે આ આશ્રમ, ને આ આશ્રમને લીધે કુસુમપુર વિદ્યા, ને જીવનનું કેંદ્ર થઇ રહ્યાં છે.

હજુ સૂર્ય તપ્યો નથી. એક ઝાડના થાળા ઉપર એક બ્રાહ્મણ તાડપત્રની પોથી વાંચે છે. દૂરથી વેદધ્વનિ આવતો સંભળાય છે. ઝુંપડીનું બારણું બંધ છે. એક વૃદ્ધ ઋષિ આવે છે, ઝુંપડી સામું જુએ છે અને જવા જાય છે. એટલામાં સામેથી કાલિદાસ આવે છે.]

**કાલિદાસ:** (નમસ્કાર કરે છે) કોણ સાંખ્યાચાર્ય?

[બ્રાહ્મણ પગે લાગે છે.]

**સાંખ્યાચાર્ય:** કાલિદાસ, દીર્ઘાયુ થા! આચાર્યદેવ ક્યાં છે?

**કાલિદાસ:** (હાથ જોડી) સ્નાન કરવા ગયા હશે. કેમ, કે કામ છે?

**સાંખ્યાચાર્ય:** (દાઢી પર હાથ ફેરવીને) હું આચાર્યદેવને મારો સંકલ્પ કહેવા આવ્યો હતો. હું મારા શિષ્યો સમેત અહીં-

આંથી ચાલી જવાનો છું.

[પોથી વાંચતો બ્રાહ્મણ ચાલી જાય છે.]

**કાલિદાસ:** ચાલી જવાના? ક્યાં? કેમ?

**સાંખ્યાચાર્ય:** કાલિદાસ! વિદ્યાની વૃદ્ધિ કુસુમપુરમાં હવે શક્ય નથી. અહીંઆં રહી હું શું કરું? મારા શિષ્યોને પુરું ભિક્ષાન્ન મળતું નથી. દરરોજ કોઇ ને કોઇ જ્ઞાની અહીંઆંથી ચાલી જાય છે. જ્યાં વિદ્યાને સાનુકૂળ રાજા નહીં ત્યાં રહીને શું કરવું? તારા જેવા રસિક જીવને અહીં રહેવું કેમ ગમે છે?

**કાલિદાસ:** આચાર્ય! મારી તો વિદ્યા ને રસિકતા બંને સુકાઇ ગયાં છે. પણ શું કરું? આચાર્યદેવ છે ત્યાં સુધી કેમ જવાય?

**સાંખ્યાચાર્ય:** તું આચાર્યદેવને કહી દેશે? હું પાછો મધ્યાહ્નને મળીશ. હવે આ ભૂમિમાં એક ક્ષણ પણ ગાળવી અરુચિકર લાગે છે. વત્સ, દીર્ઘાયુ થજે!

[કાલિદાસ પગે પડે છે અને તે
આશીર્વાદ આપી ચાલી જાય છે.]

**કાલિદાસ:** (સ્વગત) જ્યારે રાજ્યનું પુણ્ય પરવારે ત્યારે વિદ્યા છોડીને ચાલી જાય છે. આ વિદ્યાભૂમિની પણ શી દશા થવા માંડી છે! મને લાગે છે કે થોડા વખતમાં એક પર્ષદ ભેગી કરવી પણ ભારે પડશે. (નીસાસો નાંખી) અને તેમાં મારા મિત્રને આ શું સુઝ્યું? ભગવાન કુસુમાયુધ! તું હવે હદ કરવા બેઠો છે. (વિચાર કરીને) સાહસની તે કૈં મર્યાદા હોય કે ન હોય? (નીસાસો મુકે છે.) પ્રમત્તની ગતિની પેઠે મારી તો કલ્પના ય કુંઠિત થઇ ગઇ છે.

**માધવી:** (પાછળથી આવીને) કેમ શું થયું છે તમારી

કલ્પનાને? કાલે તો કલ્પનાના કાંઇ કાંઇ ઘોડા દોડાવતા હતા!

**કાલિદાસ:** (ખેદથી માથું ધુણાવીને) માધવી! હસવાનું છોડી દે. મહારાજ ભિક્ષુ વસુબંધ[1] જોડે કુસુમપુર આવ્યા છે.

**માધવી:** હેં? ભોગ લાગ્યા.

**કાલિદાસ:** (ધીમેથી) તું ધીમે બોલ.

**માધવી:** (ધીમેથી) પણ પેલો એનો જીવ લેશે.

**કાલિદાસ:** મને પણ તે જ ભય છે. પરમ દહાડે એ પેલા ભિક્ષુ જોડે પાછા જવાના છે એટલું સારું છે. આચાર્યદેવની આજ્ઞાથી હું એમને અહીંઆં બોલાવી લાવવા ગયો હતો.

**માધવી:** કેમ?

**કાલિદાસ:** (ન સંભળાય એમ થોડી વાર વાતચીત કરીને) હવે તું જલદી જા. ભટ્ટિણીને ગમે તેમ કરી લઇ આવ.

**માધવી:** આર્યપુત્ર! આપણે ભારે જોખમ ખેડીએ છીએ.

**કાલિદાસ:** જા, વિજય કર. આપણા ઇષ્ટદેવ ભગવાન પુષ્પધન્વાની સેવામાં આટલું કર્યા વગર કૈં ચાલે?

**માધવી:** વારુ, જાઉં છું. [જાય છે.]

[દત્તદેવી, ઉન્દાન, રોહલ અને હરિસેન આવે છે.]

**હરિસેન:** (ખેદથી) ભગવતી! અમને અન્ન ભાવતું નથી; અમારો વિજયોલ્લાસ મરી ગયો છે. જે મહારાજે શકોનો વિનાશ કર્યો તેને આજે આવી દશામાં જોઇ જીવ જાય છે.

**ઉન્દાન:** (ખેદથી) મારા આખા સૈન્યની આશા ભંગ થઇ ગઇ છે.

**દત્તદેવી:** (ધીમેથી અને ખેદયુક્ત કાંપતે અવાજે) ભાઇ!

---

[1] ભિક્ષુ વસુબંધ તે સમયમાં બૌદ્ધમતના અગ્રગણ્ય ભિક્ષુ હતા.

તમારા બધાની આશા ભાંગી ગઇ તો પછી મારું શું? મારી કુખે એક કીર્તિ ને ધર્મને રાહુ પાકયો; અને બીજો આદિત્ય ત્યારે તે આવો ઢોર જેવો થઇ ગયો! પરાક્રમદેવનું અને મારું જીવન નિરર્થક બન્યું. એ બધું હું કોને કહું? હું કોને નામે રડું?

**હરિસેન:** અમને આશા હતી કે મહારાજને ધાકે દેવ સીધા ચાલશે.

**દત્તદેવી:** (નીસાસો મુકી) દીકરા! એને કોઇ સીધો રાખી શકે એમ નથી. એ, ગુહસેન ને એમના માણસો જેમ ફાવે તેમ વર્તે છે; પરાક્રમદેવના યોદ્ધાઓ અણકલ્પ્યાં અપમાન પામે છે; પૂજ્યપાદ શ્રોત્રિયો ત્રાસી ત્રાસીને મગધ છોડે છે.

**ઉન્દાન:** (દાંત કચકચાવી) હા, હદ થઇ! ગઈ કાલે જ મેં સાંભળ્યું કે ગુહસેન એક બ્રાહ્મણકન્યા ઉપાડી ગયો!

**દત્તદેવી:** ભાઇ! હું શું કરું? પરાક્રમદેવની કીર્તિ અને આચાર્યદેવનાં શાસનો બંને ડગલે ડગલે નષ્ટ થતાં હું જોઉં છું. તારા દેવ હતા ત્યારે તેની ઘોષણા તો એક જ: જ્યાં ધર્મ ત્યાં જય, અને હવે—

**હરિસેન:** "અધર્મમાં જ જય."

**દત્તદેવી:** યોગીશ્વર પોતે શિષ્યો સહિત વારાણસી જવા માગે છે.

**ઉન્દાન:** એટલે આટલો ધાક છે તે પણ જશે.

**દત્તદેવી:** તાત! આપણી કીર્તિ ને શક્તિનું મૂલ આ મહાત્માનાં વચનો; એ જશે ત્યારે ધર્મ જશે, બધું જશે; હું પણ જઇશ.

**હરિસેન:** પછી અમારું ને આ રાજ્યનું શું?

**દત્તદેવી:** જે વિધિએ નિર્મ્યું હોય તે. પણ આવો જુલમ,

આવો અધર્મ—જોયો કેમ જાય?

ઉન્દાનઃ ભગવતી! તમારી આજ્ઞા હોય તો કાલે સવારે એને ઉઠાડી મુકું ને કેદ કરી બેસાડું.

દત્તદેવીઃ શો ફાયદો? ચંદ્ર ગાંડો ન હોત તો જુદી વાત. પણ આચાર્યદેવ કહે છે તેમ રામગુપ્ત ન હોય તો આખી પૃથ્વી, છે એટલીએ, એકતાંતે બંધાએલી ન રહે.

ઉન્દાનઃ (અકળાઇને) એટલે આપણે બધાંએ પરાક્રમદેવની પૃથ્વી સાચવવા જીવવું ને અહીંઆં આ કલંક વેઠી લેવું? વારુ.

દત્તદેવીઃ ભાઇ! મને આશા હતી કે ધ્રુવદેવીને પુત્ર થશે. ...પણ એણે બીચારીએ તો વૈરાગ્ય લીધો છે. એ ધર્મસેવી છે. વિદ્યા એને પ્રિય છે. એ બીજું શું કરે? પણ ઉન્દાન! કાલિદાસને મેં મોકલ્યો છે એટલે હમણાં ચંદ્ર આવશે. પણ એ બે દહાડા અહીંઆં છે તેમાં એને કંઈ થાય નહીં તે જોજે, રામગુપ્તની દાઢ એના પર છે.

ઉન્દાનઃ રોહલ! તું જા, અને આ આમ્રવનમાં તથા પ્રાસાદ પર ચોકી મુક. વખત છે ને કાંઈ થાય. ગુહનો મને બીલકુલ ભરોસો નથી.

રોહલઃ જેવી આજ્ઞા.

[જાય છે.]

દત્તદેવીઃ મારો ચંદ્ર આમ ગાંડો થશે એ મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું.

હરિસેનઃ ભગવતી! જ્યારથી એમણે શકપતિને માર્યો ત્યારથી જ એમની વૃત્તિ ઉદાસીન થઇ ગઈ. ઉજ્જયનીમાં કેટલીય રાત તે મહાલયની ચંદ્રશાળામાં એકલા ફર્યા કરતા.

પછી તેમને વૈભવ અકારો લાગ્યો અને ભિક્ષુ વસુબંધ જોડે મૈત્રી કરી.

**દત્તદેવી:** (આંસુ લુછી) કાર્તિકેય જેવો મારો છોકરો મુંડો થાય! [ધ્રુસ્કાં ભરે છે.]

**હરિસેન:** પરાક્રમદેવનો પુત્ર ભિક્ષુ થાય એ મારાથી પણ ખમાતું નથી; પણ ગુહના પાપી દૂતો એની ચારે તરફ ફરે છે તે એને ક્યારે મારી નાંખે, ક્યારે ઝેર આપે, એ કોણ કહી શકે? માટે અત્યારે એમને નિર્ભય રહેવાનું સ્થાન માત્ર વસુ-બંધનો સંગ જ છે.

**દત્તદેવી:** ખરું ભાઈ! પણ બરાબર તપાસ રાખજો. જ્યારથી એ આવ્યો સાંભળ્યો છે ત્યારથી મને માનશુકન થાય છે.

**ઉન્દાન:** ભગવતી! કાંઈ થવાનું નથી. પણ એ અહીંઆં આવ્યા શું કામ?

**દત્તદેવી:** ઉન્મત્તનું શું કહેવું?

**ચંદ્રગુપ્ત:** (બહારથી) સાંભળતા નથી? જોતા નથી? આ કોના ઘોડા આવે છે?

**હરિસેન:** ભગવતી! મહારાજ આવ્યા.

**દત્તદેવી:** (આંસુ સારીને) મારો લાડકવાયો!

[ચંદ્રગુપ્ત અને કાલિદાસ આવે છે. ચંદ્રગુપ્તે ધોતીયું પહેર્યું છે, અને ખભે એક મેલું કપરણું નાંખ્યું છે. એના વાળ વીખરાયલા છે, ને એની આંખો બાવરી છે.]

**ચંદ્રગુપ્ત:** (ગાંડા ચાળા કરતો) કાળીઆ! સાંભળતો નથી! ...એ કોણ રડે છે? મને સંભળાય છે ને! કોણ, હરિસેન? ધ્રુવભૂતિનો પુત્ર? ખરી વાત ને? સર્વરાજોચ્છેત્તા સમુદ્રગુપ્તના

ઘોડા રડે છે.

**હરિસેન:** મહારાજ! શું કહો છો?

**ચંદ્રગુપ્ત:** (ધીમેથી કાનમાં કહેતાં) હરિસેન! કોઈને કહેશો નહીં.... પરાક્રમદેવના ઘોડા રડે છે.... હું પણ રડું છું. મને શકપતિ કહેતો હતો.... (પાસે આવીને) ડોસી મા! તમે કોણ છો?

**દત્તદેવી:** (રડતાં) મારા દીકરા!

**ચંદ્રગુપ્ત:** દીકરો! દીકરો! હું દીકરો છું અશ્વમેધપરાક્રમ ને મહાદેવી દત્તદેવીનો; પૌત્ર છું મહારાજાધિરાજ ચંદ્રગુપ્તનો અને કુમારદેવીનો....

**દત્તદેવી:** (રડતાં) ચંદ્ર, બેટા!

**ચંદ્રગુપ્ત:** (ખેદથી ડોકું ધુણાવી) રડો રડો.... બધાં જ રડે છે! પરાક્રમદેવના ઘોડાઓ પણ રડે છે. તેમનાં આંસુ આ રહ્યાં, હું લઈ આવ્યો છું....બધું પરવારી ગયું. અશ્વમેધ-પરાક્રમના ઘોડા રડ્યા જ કરે છે. (રડે છે.) અંબા! એ ઘોડા નહીં છાના રહે? બધું પતી ગયું. આચાર્યદેવ પણ કહેતા હતા ...બધું પતી ગયું....

**દત્તદેવી:** હા ભાઈ! હા. બધું પતી ગયું.

**ચંદ્રગુપ્ત:** અંબા! આચાર્યદેવ અશ્વમેધ કરાવતા હતા ત્યારે તેમણે અશ્વોને આજ્ઞા કરી હતી: વત્સો! હસ્યા કરજો. પણ અંબા! ઓ અંબા! એ આજ્ઞા તે પાળી શકતા નથી. તે તો રડ્યા જ કરે છે. તેમનાં આંસુઓ ચારે તરફ પ્રલય પ્રસારે છે.

**હરિસેન:** (સમજાવતાં) મહારાજ, મહારાજ! તમે બેસો, નીરાંતે. આકળા ન પડો.

**ચંદ્રગુપ્ત:** હું બેસીને શું કરું? મારા બાપના ઘોડા રડે છે

તે કોઇ છાના રાખતું નથી. (કરગરીને) કોઇ તો જાઓ!

**હરિસેનઃ** મહારાજ! શાંત થાઓ. આમ શું કરો છો? હું એ બધા ઘોડાઓને છાના રાખીશ.

**ચંદ્રગુપ્તઃ** એ નહીં છાના રહે, ધ્રુવભૂતિના પુત્ર! એમનાં આંસુઓ તો જો. આ રહ્યાં, આ રહ્યાં, આ બધે પ્રસરે! હમણું આપણને ડુબાડી દેશે.

**દત્તદેવીઃ** ભાઇ! વત્સ! તને નહીં ડુબાડે. તું ગભરા નહીં.

**ચંદ્રગુપ્તઃ** અંબા! હું ગભરાઇને શું કરું? હવે શું ગભરાવાનું હોય? બધું પતી ગયું. તમે કરેલો અશ્વમેધ નકામો ગયો.

**ઉન્દાનઃ** (નીચું ડોકું રાખી) ખરી વાત છે.

**ચંદ્રગુપ્તઃ** ખરી જ વાત છે. નહીં તો ઘોડા રડે કેમ?... મારા અશ્વરાજો, ઓ મારા પ્રિય અશ્વરાજો!... અંબા! એમને છાના રાખ. (કરગરીને હાથ જોડે છે;) હું પગે લાગું, એમને છાના રાખ.... આ જો, આ જો એમનાં આંસુ; જો તો ખરી, ચારે તરફ ધસે છે.... આ જો! હું તણાયો, તું તણાઇ, પરાક્રમદેવ તણાયા, પિતામહ ને કુમારદેવી તણાયાં.... જો જો....

**દત્તદેવીઃ** (હરિસેનને) આના ગાંડા બોલમાં પણ ડહાપણ છે. (ચંદ્રગુપ્તને) હા ભાઈ! હા. બધાં તણાયાં. પણ હું તને ઝાલી રાખીશ, ભાઇ! (રડતી જાય છે.) ગયાં, તણાયાં .. બધાં તણાયાં. રડો, રડો; હવે રડવાનું જ રહ્યું છે! [બેસીને રડે છે.]

**ઉન્દાનઃ** (ડોકું ધુણાવે છે.) ખરી વાત છે. હવે રડવાનું જ રહ્યું છે.

**કાલિદાસઃ** (સ્વગત) ઓ મારા બાપ! આ વળી ક્યાંથી આવ્યા?

કંચુકી: (બહારથી) દેવ, આ તરફ; મહારાજાધિરાજ, આ તરફ.

હરિસેન: (ઇન્દાનને) જરા જોજો હોં!

રામગુપ્ત: (આવીને) કેમ? આજે બધાંએ અહીંઆં શું માંડ્યું છે? અંબા! પ્રસન્ન થાઓ.

દત્તદેવી: (રડતી આંખે) વત્સ, દીર્ઘાયુ થાઓ!

રામગુપ્ત: (તિરસ્કારથી ચંદ્રગુપ્ત તરફ જોઇ) આણે આ શું માંડ્યું છે? લોકો કહે છે કે એ ગાંડો થઈ ગયો છે ને ભિક્ષુ થવાનો છે. ગામમાં ગપ ઉડી છે કે એને પરાક્રમદેવના ઘોડાઓ રડતા સંભળાય છે.

દત્તદેવી: (આંસુ લુછી) પુત્ર! તારો હીરા જેવો ભાઇ અત્યારે પશુથી પણ ભુંડો થઇ ગયો છે.

રામગુપ્ત: અંબા! એ હીરાઓ બધા એવા જ નીકળે છે!

ચંદ્રગુપ્ત: (જીભ કાઢી ડોળા કાઢી રામગુપ્ત તરફ જોયા કરે છે) ઘોડા રડે છે, નહીં?

રામગુપ્ત: અંબા! એને કોઈ ઠેકાણે પુરી મુક. મેં સાંભળ્યું છે કે એના શબ્દો સાંભળી લોકો ઉશ્કેરાય છે. મારે કુસુમપુરમાં તોફાન નથી જોઇતું.

દત્તદેવી: (કડવાશથી) વત્સ! તું શું કામ ગભરાય છે? પરમ દિવસે તો તે વસુબંધુ જોડે જતો રહેવાનો છે.

ચંદ્રગુપ્ત: (ઉંચું ડોકું કરી) શકપતિના ઘોડાઓ હસવા લાગ્યા છે, નહીં?

[નીચું માથું નાંખી પડી રહે છે.]

કંચુકી: (બહારથી) આ તરફ, ભટ્ટિણી; આ તરફ, મહાદેવી!

ધ્રુવદેવી: (માધવી સાથે અંદર આવીને દત્તદેવીને પગે લાગે

છે.) ભગવતી, પ્રસન્ન થાઓ!

**દત્તદેવી:** પુત્રી, આયુષ્મતી થજે!

**ધ્રુવદેવી:** (રામગુપ્તને) દેવ, વિજયી થાઓ!

**રામગુપ્ત:** (હસીને) ઓહોહોહો! કોણ, મહાદેવી? તમારે આવ્યા વિના ન ચાલ્યું? આ તમારા કાર્તિકેયને જોયો? હા હા! એની ભક્તિ કરી લો; આવતે ભવ ખપ લાગશે.

**ધ્રુવદેવી:** (તિરસ્કારભરી ટાઢાશથી) ભક્તિ કોની કરવી તે અચ્યુતદેવની પુત્રીને આવડે છે!

**ચંદ્રગુપ્ત:** (ઉંચું જોઈ દાંત પીસે છે અને જાણે ન ઓળખતો હોય તેમ રામગુપ્તની સામું જુએ છે.) મહાક્ષત્રપ! દુષ્ટ! અમારી મહાદેવી વાંછે છે?... શ્રી ગુપ્તકુલને લાંછન લગાડે છે? (રામગુપ્તને) ગુપ્તકુલકલંક! (ડોળા ઘુરકાવે છે.) તને જન્મ આપતાં દત્તદેવી મરી કેમ નહીં ગઈ?

[ભોંયપર બે હાથ મુકી હાંફે છે.]

**કાલિદાસ:** (સ્વગત) મારા બાપ! આ શું શું બોલે છે? ખરેખર ગાંડા થઇ ગયા લાગે છે.

**રામગુપ્ત:** (ચમકીને ખડ્ગ અરધું ખેંચે છે.) કમજાત!—

**ઉન્દાન:** (વચ્ચે પડી) દેવ! એ ઉન્મત્ત છે. એ શું બોલે છે તેનું એને ભાન નથી.

**ચંદ્રગુપ્ત:** (ઉંચું માથું કરી) ચાંડાળ! નરાધમ! શ્રીગુપ્તકુલની મહાદેવીને પારકે હાથે સોંપે છે?... ધ્રુવદેવી! ક્ષમા કરો. આટલા માટે મેં—

**ધ્રુવદેવી:** (ફીક્કી પડી સ્વગત) ઓ ભગવાન!

**દત્તદેવી:** (રામગુપ્તને) ભાઇ! તું અહીંઆંથી ચાલ્યો જા.

અત્યારે એને ભાન નથી અને તને જોઇ એ વધારે ઉન્મત્ત થાય છે.

રામગુપ્તઃ (ખડખડ હસીને) મને ખબર છે એને શાની ઘેલછા લાગી છે તે.

ચંદ્રગુપ્તઃ (હસીને હાથ જોડીને) અમારા કુલની રાજ્યલક્ષ્મી! ક્ષમા કરો. અરેરે! મેં તમને આટલા માટે અહીં આણ્યાં?

દત્તદેવીઃ (ચંદ્રગુપ્તના ખભા પર હાથ મુકી) બેટા! તું મારી સાથે ચાલ ને જરા શાંત થઇ સુઇ જા.

ચંદ્રગુપ્તઃ (જોરથી દત્તદેવીને તરછોડીને) ના ના! કદિ નહીં. હું શાંત નહીં થાઉં. ભલે સૂર્ય સ્તંભે, પણ સ્વામિની શકપતિને ત્યાં નહીં જાય.

હરિસેનઃ (ખેદથી) ભગવતી! તે દહાડાનાં સ્મરણોમાં એ જીવ્યા કરે છે. મહારાજ! ભટ્ટિણી નહીં જાય. તમે ફીકર નહીં કરો.

ચંદ્રગુપ્તઃ (ગર્વથી) અમે મરી શકીએ છીએ—માન મેલી શકતા નથી. ના ના, દેવી! દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું નહીં જવા દઉં. મને જવા દો; મરવા કે મારવા દો. હરિસેન! ગુપ્તકુલની કીર્તિનો અસ્ત થવાનો હોય તો ભલે થાય, પણ તે પહેલાં અમારી સુવર્ણરંગી ભભક તો વિસ્તારવા દો.

[નીચું માથું નાંખી દે છે. ધ્રુવદેવી આંખે હાથ દે છે.]

રામગુપ્તઃ આ ગાંડો છે કે ડાહ્યો તે કાંઇ સમજાતું નથી.

હરિસેનઃ (હાથ જોડીને) દેવ! આપ સીધાવો.

ચંદ્રગુપ્તઃ (માથું ઉંચું કરીને) હરિસેન! ઉભો રહે. હું આ આવ્યો. ભગવાનની કૃપા મહાભાગવતોના ધર્મરાજ્ય પર છે. ...શકપતિ! પાપી! નરાધમ! હસ્યો જા.... તારી પ્રિય-

તમા તારી વાટ જુએ છે. . . . હા. મારા અધરનો સ્વાદ ચાખવો છે? ચાખતો જા. ફરી ચાખવાનો રસ રહેશે નહીં. (ખડખડ હસે છે.) ક્ષત્રપ! મને અહીંઆંથી જીવતો જવા દે, પછી બતાવી આપું છું. મારી મહાદેવીનું અપમાન કરનાર પિશાચ! તારા પુત્રોની ચિતાનો ધૂમ તારા જ ગિરિનગરને ગુંગળાવશે, તારા સુરાષ્ટ્ર ને આનર્ત પર ગુપ્તકુલના વિજયડંકા વગડશે. (ધ્રુવદેવી ને દત્તદેવી રડે છે. ઉન્દાન આંસુ લુછે છે. રામગુપ્તને) મને આલિંગન દેવું છે? હા, આલિંગ તારા કૃતાંતને. (હાથ પહોળા કરે છે.) . . . હરિસેન! ઉન્દાન! તુટી પડો. . . . શકોને સંહારો. પરાક્રમદેવની જય! મહાદેવીનો જય! . . . જયાં ધર્મ ત્યાં જય!

[ભોંય પર પડે છે.]

**હરિસેન:** (ખેદથી) આ તેજ—આ વીર્ય—આ વિદ્વત્તા—વિધિ! શા માટે આમ વેડફી નાંખ્યાં?

**રામગુપ્ત:** હરિસેન! દુનીઆમાં કશું નકામું નથી જતું. એ આવો ન થયો હોત તો આ નાટક ફરીફરી કોણ દેખાડત? નાટક પુરું થયું. ચાલો હું જાઉં. [હસે છે.]

[ક્રોધ અને દુઃખથી દત્તદેવી આંખે હાથ દઈ રડે છે. રામગુપ્ત જતાં જતાં માધવી પાસેથી જાય છે અને તેને ગાલે ચોંટી દે છે.]

**માધવી:** (ચીસ પાડી ગુસ્સામાં જોઇ રહે છે.) ઓ બાપ રે! દેવ! તમે ભુલ્યા. હું બ્રાહ્મણકન્યા છું.

[દત્તદેવી અને ધ્રુવદેવી ક્રોધથી ઉંચું જુએ છે. ઉન્દાન ખડ્ગ પર હાથ મુકી પાસે જાય છે. હરિસેન સખત મુખે માધવી પાસે જઇ ઉભો રહે છે.]

રામગુપ્ત: (ખડખડ હસીને) માધવી! હા—હા—હા! એમાં શું? (ફરીથી હસીને) કન્યા તે કન્યા. બ્રાહ્મણ—

ચંદ્રગુપ્ત: (ભોંય પર સુતો હતો તે ઉછળીને ઉભો થાય અને ભયંકર અવાજે કહે છે.) યોગેશ્વર યાજ્ઞવલ્કયનું વચન છે: બ્રાહ્મણ કન્યાના સંગ્રહણ માટે વધ.

[તે રામગુપ્તને બોચીમાંથી પકડે છે.]

રામગુપ્ત: (ગભરાઇને) ગુલસેન!

ચંદ્રગુપ્ત: યોગેશ્વર યાજ્ઞવલ્કયનું વચન છે. (રામગુપ્તને ઉંચકે છે ને બહાર ફેંકી દે છે.) જા!... (ખડખડ હસીને) મેં નહોતું કહ્યું: પરાક્રમદેવના અશ્વરાજો રડયા જ કરે છે?

[પાછો ભોંય પર બેસી માથું નીચે નાંખી દે છે.]

દત્તદેવી: (આંસુ લુછી) ધર્મધ્વજ સરખા યોગેશ્વર યાજ્ઞવલ્કયના આશ્રમમાં મારે આ જોવાનું?...

[માધવીને પડખામાં લઈ તેના માથામાં મોઢું રાખી રડે છે.]

હરિસેન: ભગવતી! હીંમત રાખો.

દત્તદેવી: બેટા! હું મરી કેમ જતી નથી?

કાલિદાસ: ભગવતી! મહારાજ ઘણા ઉશ્કેરાઇ ગયા છે. એમને જરા સુવા દો. ભટ્ટિણી! આપ અને માધવી જરા વાર અહીંઆં ઉભાં રહો તો હું હમણાં ભગવતીને મુકી આવું.

ધ્રુવદેવી: હા, હું અહીં જ છું. હરિસેન—ઇન્દ્રાન! તમે પણ જાઓ. ભગવતી! સીધાવો. હું મહારાજને આશ્રમમાં મુકી હમણાં આવી.

દત્તદેવી: ઇન્દ્રાન! પેલા યોદ્ધાઓને જલદી લઈ આવ. મને ગુલસેનનો જરાએ વિશ્વાસ નથી હોં.

ઉન્દાનઃ મને પણ નથી. હું હમણાં જ ચારે તરફ ચોકી બેસાડું છું. આ આશ્રમમાં એ નિર્ભય નથી. શું થવા બેઠું છે!

**ચંદ્રગુપ્તઃ** (માથું ઉંચું કરી) લાવો કે નહીં લાવો. અશ્વરાજો તો રડે જ છે.

[માથું નીચું નાંખી દે છે. હરિસેન અને ઉન્દાન દત્તદેવીને પગે લાગી જાય છે.]

**દત્તદેવીઃ** પુત્રી! માધવીને મારી જોડે આવવા દે. એ અત્યારે ગભરાએલી છે. કાલિદાસ! તું અહીંઆં રહે. હું હમણાં કોઇને મોકલું છું.

**કાલિદાસઃ** ભગવતી! હું અહીંઆં જ છું. કોઇનું કામ નથી.

[દત્તદેવી અને માધવી જાય છે.]

**ધ્રુવદેવીઃ** (ખેદથી સુતેલા ચંદ્રગુપ્તને જોઇ રહેતાં) કાલિદાસ! તારા મહારાજ આ દશામાં! હું શું કરું? એના અસ્વસ્થ ચિત્તને કેમ કરી ઠેકાણે લાવું? વિધિ ઘણી વાર મનુષ્યનાં ભાવિ ઘડે છે ત્યારે એનામાં દયાનો અંશ પણ નથી રહેતો.

**કાલિદાસઃ** ભટ્ટિણી! વિધિએ સૃષ્ટિ સરજવાનું કામ મને સોંપ્યું હોત તો.... (મુંગો રહે છે.) હું બહાર ઉભો છું. સ્વામિની! ગઇ પળ પાછી આવતી નથી.

[ચાલી જાય છે.]

**ધ્રુવદેવીઃ** (ભોંય પર પડી રહેલા ચંદ્રગુપ્ત સામે એકીટશે જોઇને મમતાભર્યા અવાજે) તમારી આ શી સ્થિતિ?...ને મારીએ શી સ્થિતિ?...વિષ્ણુએ બે જણને સરજ્યાં શા માટે? અને સરજ્યાં તો આમ દુઃખ શેં દીધાં? (નીચી વળી ચંદ્રગુપ્તને માથે હાથ ફેરવે છે. ચંદ્રગુપ્ત માથું ઉંચું કરે છે. રડતે રાગે) મહારાજ! મને ઓળખો છો?

**ચંદ્રગુપ્તઃ** (હસીને માથું ઉછાળી બેઠો થાય છે.) દેવી! ઓળખતો નહીં હોત તો ગાંડો બની આવત ખરો કે!

[હસે છે.]

**ધ્રુવદેવીઃ** (ચમકીને સહર્ષ) તમે ગાંડા નથી?

**ચંદ્રગુપ્તઃ** (હસીને) લાગું છું? હું કુસુમપુર આવવાને અને તમને મળવાને ગાંડો બન્યો. હવે તમને મળ્યો એટલે હું ડાહ્યો થઇ ગયો.

**ધ્રુવદેવીઃ** (ધ્રુજતાં) મને મળવા માટે આ સાહસ કર્યું!

**ચંદ્રગુપ્તઃ** (મજાકમાં) હું કોને માટે સાહસ કરું છું તેનું મને ભાન છે. દેવી! પરમ દિવસે સવારે વસુબંધ મને દીક્ષા આપશે ને હું સંસાર છોડીશ. સંસાર છોડું તે પહેલાં એક વાર તમને ન મળું?

**ધ્રુવદેવીઃ** (ખેદથી) મહારાજ! આ ઉમરે સંસાર શા સારુ છોડો છો?

**ચંદ્રગુપ્તઃ** (મજાકમાં) હું સંસાર ત્યાગીશ નહીં ત્યાં સુધી રામગુપ્ત મને જંપીને રહેવા દેશે નહીં. આજે મારી પાછળ જાસુસો ફરે છે—મને મારવાને, મને ઝેર દેવાને. કોઇ સ્થળ મારે માટે નિર્ભય નથી; અને મને હવે કશામાં રસ નથી. મારે કોઇ ઠેકાણે જઇ દટાઈ રહેવું છે.

**ધ્રુવદેવીઃ** આમ શું બોલો છો? તમે પુરુષ છો, તમારામાં પુરુષાતન છે. ભાવિ શી શી આશાઓ તમોને નથી આપતું? કોઈ દિવસ પરાક્રમદેવની પૃથ્વી તમને વરમાળ આરોપશે. કોઇ ...કોઈ તોફાની, હસમુખી, ઉન્નતકંઠી સ્ત્રી ગંભીર નયને તમારું ઘર શોભાવવા તલસશે....

**ચંદ્રગુપ્ત:** (ગર્વથી) દેવી! બહુ થયું. ખરું કહું? ક્ષમા કરજો; હમણાં કોઇ આવી લાગશે ને હું જે કહેવા આવ્યો છું તે રહી જશે. તે દિવસ યાદ છે સ્વામિની? તે ભયંકર દિને ક્ષત્રપને મારી, તમને વિજયસંદેશ કહેવા હું ઉત્સાહભેર આવ્યો. તમને ગુહસેન ઉંચકી ગયો. નિર્જન મહાલય મારા ઉલ્લાસની મશ્કરી કરવા લાગ્યો. તે પળે મને જ્ઞાન થયું....મારાં હીંમત ને હોંસ ભાંગી ગયાં....દેવી! હું સમાપ્ત થઈ ગયો.... પૃથ્વીની મોહિની જતી રહી....મને ખાત્રી થઇ કે કોઇ સ્ત્રી મારું ઘર શોભાવવા નીર્માઇ નથી....

**ધ્રુવદેવી:** (નીચું જોઇ વેદનાથી) મારા દુર્ભાગ્યે તમને પણ દુર્ભાગી કર્યાં છે. હું મરેલી હતી, અને તમે પણ આમ—

**ચંદ્રગુપ્ત:**—મુઆ. હા તેથી જ મારે સંસાર છોડવો છે. સંસાર મારે મન, હું સંસારને મન મરેલાં રહીએ એ જ હું ઇચ્છું છું. સ્વામિની!

**ધ્રુવદેવી:** (હાથ જોડીને) મહારાજ! કૃપા કરીને હીંમત નહીં હારો. તમારા જેવા પરાક્રમી માટે તો આખી વિશાળ અવનિ પડી છે.

**ચંદ્રગુપ્ત:** (ડોકું ધુણાવી મ્લાન વદને) સ્વામિની! આશા હોય તેને હીંમત હોય. હવે હું પરાક્રમ કરું—શા માટે? કોને માટે? ચારે તરફ અંધકાર છે—જીવનની દિશા જડતી નથી.

[આંસુ પાડે છે.]

**ધ્રુવદેવી:** (ધ્રુસકાં ખાતાં) અવનિના અધિરાજ થવા સરજાએલા તમે ભિક્ષુ થઇ ભીખ માગશો?

**ચંદ્રગુપ્ત:** હા. અવતાર પુરો થશે ત્યાં સુધી. સ્વામિની!

આ અવતાર ખોટો લેવાઇ ગયો. આવતે અવતારે જોઇ લઇશું. સ્વામિની! શો વિચાર કરો છો?

**ધ્રુવદેવી:** (આક્રંદ કરીને) મારા હૈયામાં અત્યારે વમળો ઉઠે છે. હું શું બોલું?

**ચંદ્રગુપ્ત:** (કરગરીને) હું પરમ દહાડે જઇશ; ફરી આ ભવે નહીં મળું. સ્વામિની! કાંઇ કહો. કાંઈ એવું કહો કે હું તેનો સદાએ જાપ કર્યા કરું. એક વખત સંયમ છોડો, તમારા વાણીસ્રોતમાં મને વહેવા દો.

**ધ્રુવદેવી:** (હાથ જોડી) મહારાજ! બોલતાં શું બોલાઇ જાય? આજે અનેક મહીનાઓ થયાં મૌનને જ મેં મોક્ષ માન્યો છે. પણ એક જ પ્રાર્થના કરું છું: વિચાર કરો; ઉતાવળે સંસાર નહીં છોડો.

**ચંદ્રગુપ્ત:** વિચાર? હું વિચાર કરી કરીને થાકયો. આજે પાંચ મહીનાથી દિવસ ને રાત મેં વિચાર કર્યો છે. સ્વામિની! (રડતે રાગે) સૃષ્ટિમાંથી તેજ ને સૌંદર્ય ચાલ્યાં ગયાં છે તે પાછાં કેમે કરી નથી આવતાં. . . . ને મારાથી અંધકારમાં નથી રહેવાતું.

**ધ્રુવદેવી:** મહારાજ! તમે કહો છો તો હુંએ કહું છું. મારું હૈયું આ સાંભળી ચીરાઇ જાય છે. આજે હું બળેલી, જળેલી જીવું છું. અને જ્યારે તમે—મારા જીવનદાતા, મારા કાર્તિકેય—જશો ત્યારે મારાથી જીવાય છે તેમ પણ કેમ જીવાશે? તમારી વાત સાચી છે: જે સંસાર ન રુચ્યો તેમાં રહેવું શું? હું પણ જઇશ મારા પિતાને ત્યાં, અને લક્ષ્મીપતિના પાદ સેવીશ.

**ચંદ્રગુપ્ત:** ચક્રધરે એક વર્ષ—એક માસ—એક દિન એવો

ન આપ્યો કે જેનાં સ્મરણે જીવન વીતાડાય. બે ભુલાં પડેલાં ઢોર સમાં આપણે પૃથ્વીપર રઝળીશું; કોઇ આપણને સમજશે નહીં, આપણે કોઇને સમજવા જઇશું નહીં; જગતની બહાર,—સ્મરણસૃષ્ટિની વેદનાથી રીબાતાં—

**ધ્રુવદેવી:** (રડતાં) અને દુ:ખનો અંત આવશે એવી આશાથી અસ્પૃષ્ટ.

**ચંદ્રગુપ્ત:** (આક્રંદ કરીને) સ્વામિની! શકપતિને મારતાં હું કેમ મુઓ નહીં?

**ધ્રુવદેવી:** મહારાજ! મહારાજ!—

**કાલિદાસ:** (બહારથી) મહારાજ!

[તેનો અવાજ ગુંગળાઈ જાય છે.]

**ચંદ્રગુપ્ત:** કોઇ આવ્યું—

**ધ્રુવદેવી:** (રડતાં) મારા કાર્તિકેય!

[હાથ લંબાવી માથે હાથ મુકી રડે છે.]

**ચંદ્રગુપ્ત:** (રડતે રાગે) સ્વામિની!

**ધ્રુવદેવી:** ફરી કયારે મળીશું?

**ચંદ્રગુપ્ત:** (ડોકું ધુણાવી) કદી નહીં!—

**રામગુપ્ત:** (આવે છે. એની આંખો નીશામાં ચકચુર લાલચોળ છે.) ગુહસેન! (પાછળ ગુહસેન અને એક બીજો યોદ્ધો આવે છે.) પેલો ઉભો ગાંડો. પકડ એને! કેમ મહાદેવી! હજુ તમે અહીંઆં જ છો કે? (હસે છે.) ઘણી રડારોળ ચાલે છે! કેમ તમારા કાર્તિકેયની ભક્તિ થઇ રહી કે નહીં?

**ચંદ્રગુપ્ત:** (ગર્વથી આગળ આવીને) શું છે? રામગુપ્ત! જે કહેવું હોય તે મને કહે. શું છે?

**રામગુપ્ત:** ગુહસેન! જોયા શું કરે છે? એને મારી નાંખ. મહાદેવીના દેખતાં જ મારી નાંખ. એને એ પ્રિય છે, એને એનું લોહી વહેતું જોવા દે.

**ચંદ્રગુપ્ત:** (ગર્વથી ઉંચું જોઇ) મને મારવા આવ્યો છે? કુલકલંક! પરાક્રમદેવની જયઘોષણા ભુલી ગયો? જ્યાં ધર્મ ત્યાં જય.

**રામગુપ્ત:** ગુહસેન!

[હાથ વડે આજ્ઞા કરે છે. ગુહસેન ને તેના માણસ ચંદ્રગુપ્તની આસપાસ વીંટાય છે, અને બધાને ડારતો ચંદ્રગુપ્ત વચ્ચે ઉભો રહે છે.]

**ચંદ્રગુપ્ત:** મને મારી નાંખવો છે? લે, માર માર! મને જીવનમાં રસ નથી. પણ ઉભો રહે; મરતાં મરતાં એક છેલ્લું પુણ્યકર્મ કરી લેવા દે.

[તે કુદીને રામગુપ્ત પર પડે છે અને તેને ગળે હાથ દે છે. રામગુપ્ત ભોંય પર ઢળે છે. ચંદ્રગુપ્ત તેની છાતી પર ચઢી બેસે છે અને તેનું ગળું દાબી દે છે. ગુહસેન ચંદ્રગુપ્તને ઘસડી મારવા જાય છે, એટલામાં ઉન્દાન, હરિસેન વગેરે યોદ્ધાઓ આવે છે ને ગુહસેનને પકડે છે.]

**ચંદ્રગુપ્ત:** (રામગુપ્તના શબ પરથી ઉઠીને ખડખડ હસે છે.) ઘોડાઓ! હસો હસો! પરાક્રમદેવનું પુણ્ય તપે છે. કીર્તિ અને ધર્મને નિર્મૂલ કરનાર ચાંડાલો! હવે તમારાથી ધરા છુટી. ...ઘોડાઓ...અશ્વરાજો!

[ગાંડા જેવો બાજુ પર બેસી જાય છે.]

**હરિસેન:** (નીચો વળી રામગુપ્તને તપાસે છે.) ઉન્દાન, દેવ ગુજરી ગયા! (એક વિપલમાં હરિસેનનું મુત્સદ્દીપણું તરી

આવે છે. તે શાંતિથી કહે છે) મિત્રો! હવે ગભરાઓ નહીં. કોઇને આ વાત ન જાય તેની ચોકસી કરો. બે જણુ આ ગુહને પેલી પર્ણકુટીમાં બાંધી રાખો, અને બેત્રણુ જણુ આસપાસ ચોકી કરો કે કોઇ અહીંઆં આવે નહીં. રોહલ! રાજમહાલય પર પહેરો મુકી દો. ઉન્દાન! મહારાજનું તમે સંરક્ષણુ કરો. મહારાજાધિરાજ ચંદ્રગુપ્ત. . . .

**ચંદ્રગુપ્તઃ** ના. ભુલ્યો હરિસેન! પરાક્રમદેવના ઘોડાઓ રડવા લાગ્યા. હા–હા–હા.

[ગાંડાની માફક જાય છે. પાછળ ઉન્દાન, રોહલ અને બીજા સેનાપતિઓ ગુહસેનને તેમ જ તેના માણસોને પકડી ચાલ્યા જાય છે.]

**હરિસેનઃ** કાલિદાસ! તું અહીંઆં સ્વામિની પાસે બેસ. હું હમણાં આ શબને ઉંચકી લઇ જવાની ગોઠવણુ કરું છું, અને આચાર્યદેવ તથા ભગવતીને લઇને આવું છું. થોડા વખતમાં બધાંએ મળવું પડશે.

[જાય છે.]

**કાલિદાસઃ** (રામગુપ્ત સામું જોઇને) સ્વામિની! પરાક્રમદેવ જેવા પરમ વીરનો આ પુત્ર. . . પૃથ્વી, ધર્મ, કીર્તિ ને સ્નેહ બધાં એને વારસામાં મળ્યાં—અને છતાં રહ્યો એ ભીખારીનો ભીખારી. દૈવને જેણે રુઠાડ્યો તેને બધું હોય તો એ શું ને ન હોય તો એ શું? એણે ન જાણ્યું શૌર્ય ને ન જાણી કીર્તિ, ન શોધ્યો પરમાર્થ ને ન સેવ્યો ધર્મ, ન મેળવી શુદ્ધિ ને ન પોષ્યા સદ્ભાવો. ધુળનો ધંધો કરતાં આખરે એના હાથમાં તો ધુળની ધુળ જ રહી.

**ધ્રુવદેવીઃ** કાલિદાસ! કેટલાક જન્મે છે, લોકો સદાએ સ્મરે

માટે;—કેટલાક મરે છે લોકો સત્વર વીસરી જાય માટે.

કાલિદાસઃ સ્વામિની! શું થશે હવે?

ધ્રુવદેવીઃ હું તે જ વિચાર કરું છું.

[માધવી ચાર માણસોને લઇને આવે છે.]

માધવીઃ સ્વામિની! પ્રસન્ન થાઓ. (માણસોને) આમને ઉપાડી જાઓ, અને પેલી પર્ણકુટીમાં રાખજો. કોઇને જાણવા દેશો નહીં.

પરિચારકોઃ જેવી આજ્ઞા.

ધ્રુવદેવીઃ શું છે માધવી?

માધવીઃ સ્વામિની! ભગવતી, મંત્રીશ્વર વાત્સ્ય અને હરિસેને નક્કી કર્યું છે કે હમણાં કોઇને કાંઇ જાણવા દેવું નહીં. વખત છે ને કુસુમપુરમાં તોફાન થાય. હમણાં બધાં આવે છે.

[માધવી અને માણસો જાય છે.]

ચંદ્રગુપ્તઃ (આવે છે.) વાત ન કરશો. કોઈ બોલશો નહીં. ...ને બોલો તો બધાં બોલો. એ ઘોડાઓની વાત છે—જેવી તેવી નથી. ... પરાક્રમદેવના ઘોડાઓની, જે સિંધુ તરીને ગયા તેમની. મારા—

ધ્રુવદેવીઃ મહારાજ!—

ચંદ્રગુપ્તઃ તમારા નહીં; મારા પિતાના ઘોડા—શ્વેત, શ્યામ-કર્ણ, દીર્ઘપુચ્છ, ચંદનથી ચર્ચિત—

કાલિદાસઃ પણ મહારાજ!—

ચંદ્રગુપ્તઃ તું ન જાણે એ વાત—ચંદનથી ચર્ચિત, પુષ્પથી સુશોભિત, અશ્વમેધના અશ્વરાજો હણહણે છે.

ધ્રુવદેવીઃ પણ હવે—

**ચંદ્રગુપ્ત:** હવે—હવે જ હણહણે છે. એમનાં આંસુ સુકાવા લાગ્યાં....

**ઉન્દાન:** (આવીને) આચાર્યદેવ આવ્યા?

**ચંદ્રગુપ્ત:** આચાર્યદેવ ગયા.

**ઉન્દાન:** ક્યાં?

**ચંદ્રગુપ્ત:** અશ્વમેધમાં....

**ધ્રુવદેવી:** હમણાં આવે છે. તમે નગરમાં જાપ્તો કરાવ્યો?

**ઉન્દાન:** હા સ્વામિની! કાંઇ ફીકર જેવું નથી. સૈન્ય દંડનાયકોના હાથમાં છે. રાજમહાલય અને કોષાગાર પર હમણાં ચોકી મુકાઇ જશે. ગુહના યોદ્ધાઓને પકડી પકડી કેદમાં નાંખવા માંડ્યા છે.

**ચંદ્રગુપ્ત:** (બબડે છે.) શું કામ રડો છો, અશ્વરાજો?

**ધ્રુવદેવી:** હમણાં માધવી કહી ગઇ કે બહાર કોઇને કંઈ જાણવા દેવું ન જોઇએ.

**ઉન્દાન:** ખબર પડ્યા વિના કાંઈ રહેવાની હતી? લો, ભગવતી અને મંત્રીશ્વર આવ્યા.

[ભગવતી દત્તદેવી રડતી રડતી આવે છે. સાથે મંત્રીશ્વર વાત્સ્ય આવે છે. વાત્સ્ય સાઠેક વર્ષના, તેજસ્વી, વિદ્વાન લાગતા બ્રાહ્મણ છે. એની આંખો ઝીણી છે. એના મોં પર ખંધાઇ છે. પરાક્રમદેવના આ વિશ્વાસુ મંત્રીને આધારે જ શમગુપ્તનું રાજ્ય ચાલે છે એમ બધાં સકારણ માને છે; અને એ માન્યતા બધાંના મુખ પર અત્યારે દેખાય છે.]

**ચંદ્રગુપ્ત:** (ખડખડ હસી પડે છે.) હા-હા-હા. બીચારા, વૃદ્ધ વાત્સ્ય! હા-હા-હા-હા-હા.

**ધ્રુવદેવી:** ભગવતી, પ્રસન્ન થાઓ! (દત્તદેવી મુંગે મોઢે

આશીર્વાદ દે છે.) મંત્રીવર્ય! હું વંદું છું.

**વાત્સ્ય:** મહાદેવી, સ્વસ્તિ!

**ચંદ્રગુપ્ત:** (બબડે છે.) દેવ! તમે અહીંઆં બેસો.... દત્તદેવી! અહીંઆં બેસો. રાજન્!...હા–હા–હા.

**વાત્સ્ય:** ભગવતી! મહારાજ તો છેક ઉન્મત્ત થઇ ગયા છે. આ એમણે શું કર્યું? આખા રાજ્યને હલમલાવી નાંખ્યું.

**દત્તદેવી:** હા વાત્સ્ય! પણ હવે શું કરવું? કોઇ કોઈ વાર એને ભાન આવતું હોય એમ લાગે છે. અહીંઆં રાખીશું તો દિવસ જતાં ઠેકાણું પડશે એમ લાગે છે.

**વાત્સ્ય:** હા. પણ હમણાં શું? ઉન્દાન! તમારું સૈન્ય કેમ છે?

**ઉન્દાન:** મારા સૈન્ય માટે જરાએ બીવા જેવું નથી. મારા દંડનાયકો બધા વિશ્વાસુ છે. અહીંઆંનું સૈન્ય કાંઈ વીફરે તો—જુદી વાત.

**હરિસેન:** અહીંના દંડનાયકોને તેડવા મેં રોહલને મોકલ્યો છે. પણ તે પહેલાં આણ કોના નામની ફેરવવી તે નક્કી કરો.

**વાત્સ્ય:** (તીક્ષ્ણતાથી જોતાં) ભગવતી! આણ કોના નામની ફેરવીશું? ક્યાં તો મહારાજના નામની, કે પછી જો ભગવતી આજ્ઞા કરે તો સ્કંદના નામની. બીજું કોણ છે? એ પણ પરાક્રમદેવનો પુત્ર છે.

[મહાદેવી નહીં એવી પરાક્રમદેવની એક સ્ત્રીના પુત્રનું નામ મંત્રીના મોઢામાં સાંભળતાં હરિસેન અને ઉન્દાન ચમકે છે.]

**દત્તદેવી:** (ખોટું લાગ્યું હોય તેમ) સ્કંદ!

**હરિસેન:** મહારાજ ગાંડા થઇ ગયા છે એ વાત તો

જગજાહેર છે. એમની આણ ફેરવતાં કહણુ પડે ખરું.

**ચંદ્રગુપ્ત:** (ગાંડા જેવો કાલિદાસને લાવી તેને કહે છે.) કાળીઆ! પેલાની સામું જો! હા–હા–હા. પેલો પરાક્રમદેવનો મંત્રીશ્વર વાત્સ્ય. કોઇ માને? હા–હા–હા–હા.

**કાલિદાસ:** (ધીમેથી કચવાઇને) મહારાજ, ડાહ્યા થાઓની! આ શું કરો છો?

**ચંદ્રગુપ્ત:** કાળીઆ! મૂરખા! એ વાત્સ્ય જ ન હોય. આ મંત્રીશ્વર? જેમની નીતિ સમુદ્રગુપ્તદેવ માન્ય કરતા હતા તે? જેને શબ્દે જગતનું જીવન ચાલે છે તે? હા–હા–હા. ન હોય. પુછી જો, એ કોણ છે?

**કાલિદાસ:** (ધ્રુવદેવીને આઘે બોલાવીને કચવાઇને) એમને કહોની કે ગાંડાં નહીં કાઢે.

**ધ્રુવદેવી:** (કાલિદાસને, હોઠ કરડીને) હું કેમ કહું?

**ચંદ્રગુપ્ત:** પણ એની દાઢી સામું તો જો! હા–હા–હા. પરાક્રમદેવના ઘોડાની પુંછડી લાગે છે.

**દત્તદેવી:** ચંદ્ર! આ શું બકે છે?

**વાત્સ્ય:** ગુસ્સે ન થાઓ. બીચારો પશુ જેવો થઈ ગયો છે. વત્સ! તું મારી સાથે આવશે? (ચંદ્રગુપ્ત ડોકું ધુણાવે છે. દત્તદેવીને) ભગવતી! ત્યારે શું કરીએ?

**ચંદ્રગુપ્ત:** હા–હા–હું કહું? હું કહું? મહાદેવી કુમારદેવીને લઈ આવો.

[હરિસેન વિચારમાં પડે છે.]

**વાત્સ્ય:** બીચારો—

**હરિસેન:** મંત્રીશ્વર! એના વચનમાં સત્ય છે. જ્યાં સુધી

મહારાજ ઉન્મત્ત રહે ત્યાં સુધી ધ્રુવદેવીની આણ ફેરવીએ તો? ભગવતી! આપની શી ઇચ્છા છે?

વાત્સ્યઃ (ચમકીને) ધ્રુવદેવી!—

હરિસેનઃ ગુપ્તમહાદેવી લક્ષ્મીનો અવતાર છે.

દત્તદેવીઃ હરિસેન! વાત ખરી છે. કેમ વાત્સ્ય?

વાત્સ્યઃ એમાં ઘણું જોખમ છે.

ધ્રુવદેવીઃ (ખંચાઇને) ભગવતી! મને નહીં—

વાત્સ્યઃ હરિસેન! ઉન્દાન! શું ધાર્યું?

ઉન્દાનઃ આચાર્યદેવની શી ઇચ્છા છે?

હરિસેનઃ મેં આચાર્યદેવને બધી વાત કહી છે. એ હમણાં આવતા હશે. એમણે તો માત્ર એટલો જ પ્રશ્ન ભગવતીને પુછવાની મને આજ્ઞા કરી છે.

વાત્સ્યઃ શો પ્રશ્ન?

હરિસેનઃ કે પરાક્રમદેવનું ધર્મરાજ્ય કોણ ચલાવે એમ દેખાય છે?

દત્તદેવીઃ મને એના શીવાય કોઈ દેખાતું નથી.

ધ્રુવદેવીઃ (ઉછળતે હૈયે) પણ—

[ચંદ્રગુપ્ત તરફ જુએ છે.]

ચંદ્રગુપ્તઃ (હસતો બબડે છે) પ્રિય અશ્વરાજ! એક વાત કાનમાં કહું? સબુર બેટા! સબુર. . . .

હરિસેનઃ આ આચાર્યદેવ આવ્યા.

[યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય આવે છે: અત્યંત વૃદ્ધ, ગૌરવશીલ ને શાંત—પ્રાચીન પુરાણોની જાણે સજીવ મૂર્તિ. તે સ્નાન-સંધ્યા કરી આવ્યા છે. તેમના હાથમાં કમંડલ છે ને કપાળે ભસ્મ છે. તે આવે છે ને બધાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે.]

**યાજ્ઞવલ્કય:** વત્સો, ધર્માનુરત થાઓ!.. શો વિચાર કરો છો?

**વાત્સ્ય:** યોગીશ્વર! આપની આજ્ઞા શી છે?

**યાજ્ઞવલ્કય:** મારી આજ્ઞા નથી, પણ આશિષ છે—જે ગુપ્તકુલની કીર્તિ અને સનાતન ધર્મનો ભાર વહેવા યોગ્ય હોય તેને રાજ્યતિલક કરો. તમને કોણ યોગ્ય લાગે છે?

**દત્તદેવી:** આચાર્યદેવ! ધ્રુવદેવીને જ રાજ્યદંડ આપવો સારો છે.

**યાજ્ઞવલ્કય:** હા એ સુયોગ્ય છે. ચંદ્ર ઠેકાણે આવશે તો પછી જોઈ લઇશું.

**ધ્રુવદેવી:** (ગુંચવાઇને હાથ જોડે છે.) પણ આચાર્યદેવ! મને રાજધર્મ નથી આવડતો.

**યાજ્ઞવલ્કય:** (હસીને) આ બધાં શીખવશે. ધર્મથી અલબ્ધને મેળવવું, લબ્ધને યત્નથી પાળવું, પાળેલું નીતિથી વધારવું, અને વધેલું સુપાત્રને આપવું. આટલું કરજે એટલે રાજધર્મ આવડી ગયો.

**હરિસેન:** (જેનું મુત્સદ્દીપણું અત્યારે નિશ્ચયાત્મક બનતું જાય છે.) ત્યારે ભગવતી! સ્વામિનીની આણ વર્તાવી દઉં.

**દત્તદેવી:** હા, હરિસેન જા. વર્તાવી દે.

**હરિસેન:** જેવી આચાર્યદેવ ને ભગવતીની આજ્ઞા. સ્વામિનીનો જય! [જાય છે.]

**યાજ્ઞવલ્કય:** ભગવતી! હું હવે જાઉં?

**દત્તદેવી:** જેવી આચાર્યદેવની ઇચ્છા.

**યાજ્ઞવલ્કય:** વત્સો, આયુષ્યમાન થાઓ! (હસીને) મહાદેવી! ગુપ્તોથી રક્ષિત પૃથ્વીનું ધર્મથી પાલન કરજે.

**ચંદ્રગુપ્ત:** હે આચાર્ય જેવા લાગતા છતાં આચાર્ય નથી એવા વૃદ્ધ!

**યાજ્ઞવલ્કય:** સત્ય છે. (હસીને) હું આચાર્ય હતો, હવે નથી. ભગવતી! એને પછી મારી પાસે મોકલજો.

**દત્તદેવી:** વસુબંધુ એને લઇ જવા માંગે છે.

**યાજ્ઞવલ્કય:** ના; એને જવા દેશો નહીં. હું રાખીશ.

[ઝુંપડીમાં ચાલી જાય છે.]

[બહાર ઘોષણા સંભળાય છે: 'ધ્રુવસ્વામિની દેવીની જય!' 'પરાક્રમદેવની જય!' 'જ્યાં ધર્મ ત્યાં જય!']

**ચંદ્રગુપ્ત:** (ઉંચું ડોકું કરી) ધ્રુવસ્વામિની દેવીની જય! પરાક્રમદેવના અશ્વદેવોની જય!

**દત્તદેવી:** આ ઘોડાઓનું ગાંડપણ કોણ જાણે એ ક્યાંથી લાવ્યો છે? ધ્રુવદેવી, પુત્રી, વિજય કરજે! અત્યાર સુધી મારા દીકરાઓથી હું શોભતી હતી, પણ હવે તારા વડે શોભું છું.

**ધ્રુવદેવી:** (પગે લાગી) ભગવતી! આપની આશિષથી જ હું જીવું છું ને શોભું છું.

**હરિસેન:** (ઉતાવળથી આવે છે. તેની પાછળ એક ઘોડેસવાર આવે છે.) મહાદેવીનો જય! ભગવતી, પ્રસન્ન થાઓ! આ વળી નવી પીડા આવી છે!

**દત્તદેવી**<br>**વાત્સ્ય**<br>**ઉન્હાન** } : શું છે?

**હરિસેન:** ઉજ્જયનીથી આગ્નકર્દવનો સંદેશો આ સેનાપતિ લઇ આવ્યો છે. ફોડું? (ધ્રુવદેવી ને વાત્સ્ય હા પાડે છે. ભૂર્જપત્ર

ફાડીને વાંચે છે.) શકપતિએ વાકાટક[1] પ્રવરસેન જોડે સંધિ કરી છે ને બંને ઉજ્જયની પર તુટી પડવાના છે.

**વાત્સ્યઃ** અરે! આ વખતે એ પીડા ક્યાંથી આવી? મને લાગતું જ હતું.

**હરિસેનઃ** (ચિંતાથી) અત્યારે માલવાનું સૈન્ય અહીંઆંથી ખસેડાય એમ નથી.

**દત્તદેવીઃ** ને તમારા કોઇથી અહીંઆંથી જવાય એમ નથી.

**ઉન્દાનઃ** હું જઈ શકું; પણ સૈન્ય—

**ધ્રુવદેવીઃ** (ધીમેથી) હું આવું.

**હરિસેનઃ** ના સ્વામિની! તમારી તો અહીંઆં જરૂર છે. (વાત્સ્ય તરફ ધ્યાનથી જોઇ) કાલે ઉઠીને સ્કંદના પક્ષવાળા તોફાન કરે તો? આ પીડા હમણાં ક્યાંથી આવી?

**ચંદ્રગુપ્તઃ** (બબડે છે.) આ પીડા ક્યાંથી ગઇ? ઘોડાઓ! હણહણો. (બધાંના તરફ જોઇને) કોણ જશે? કોણ જશે! ક્ષત્રપનો પુત્ર માથું ઉંચકે છે.... જા હરિસેન! જઇને કહે હું આવું છું.—આવ્યો—તારા બાપનો કાલ. પરાક્રમદેવના ઘોડાઓ! તૈઆર થાઓ. આપણે અશ્વમેધ આરંભીએ. [જવા માંડે છે.]

**ઉન્દાનઃ** મહારાજ! મહારાજ!—

**દત્તદેવીઃ** ચંદ્ર!—

**ચંદ્રગુપ્તઃ** અંબા! મને મારા પિતાના ઘોડાઓ બોલાવે છે. અમે જઇએ છીએ. આ ચાલ્યા. અમે સુરાષ્ટ્ર ખુંદવા ચાલ્યા. અશ્વરાજો! ચાલો. [ઘોડાઓની ચાલે ચાલવા લાગે છે.]

---

1 હિંદુસ્તાનના પશ્ચિમ વિભાગમાં આ સમયે વાકાટક વંશની સત્તા પ્રબળ થતી હતી.

**ધ્રુવદેવી:** ( મુંઝાઇને ચંદ્રગુપ્ત તરફ કચવાટથી જોતાં ) ભગવતી! એમને ઠીક લાગે તો જવા દો. સાથે ઉન્દાન ને આમ્રકર્દવ છે એટલે હરકત નહીં આવે. અહીંઆં બધું પતશે એટલે હરિસેનને લઇ હું જઇ પહોંચીશ.

**હરિસેન:** સ્વામિની ખરું કહે છે. મહારાજ ત્યાં જશે તો સ્વસ્થ થશે. અને થોડું મગધનું સૈન્ય ત્યાં જશે તોએ ખોટું નથી. કાલિદાસ! તું ભગવતીને લઇ જા.

**કાલિદાસ:** (થાક્યોહાર્યો) હા, હું તૈઆર છું. પધારો ભગવતી!

**દત્તદેવી:** પુત્રી, વિજય કર! વત્સો, કલ્યાણ થાઓ!

[દત્તદેવી અને કાલિદાસ જાય છે.]

**ધ્રુવદેવી:** મંત્રીવર્ય! આપ અને હરિસેન અહીંઆંનું તંત્ર હાથમાં લો. ઉન્દાન! તમે જવાની તૈઆરી કરો.

**વાત્સ્ય, ઉન્દાન, હરિસેન:** જેવી સ્વામિનીની આજ્ઞા.

[જાય છે.]

**ધ્રુવદેવી:**(ગુસ્સે થઇ) મહારાજ! આ શી મજાક લઇ બેઠા છો?

**ચંદ્રગુપ્ત:** હા—હા—હા—હા. ઘોડાઓ! હણહણો—મારા વીરો!

**ધ્રુવદેવી:** (હોઠ પર હોઠ દાબી) પણ આ માંડ્યું છે શું?

**ચંદ્રગુપ્ત:** પરાક્રમદેવના ઘોડાઓ બોલાવે છે. આવ્યો, આવ્યો!

[દોડી જાય છે.]

**ધ્રુવદેવી:** (આક્રંદ કરીને) ઓ ભગવાન્! હું થોડી વાર પર નિરાધાર હતી, અત્યારે જગત્સ્વામિની છું.... પણ તેવી ને તેવી જ. એકલી... અટુલી ... ને દુઃખી!

[હાથમાં માથું નાંખે છે. પડદો પડે છે.]

[સમય: ચારપાંચ મહીના પછીની મધરાત.

સ્થળ: કુસુમપુરના રાજમહાલયનો એક નિર્જન ખંડ.

ભીંતના ટોલ્લા પર મુકવામાં આવેલી ત્રણચાર બળતી મશાલો ખંડમાં અસ્થિર અજવાળું પાડી રહી છે.

દૂરથી 'સ્કંદગુપ્તનો જય!' એવી આછી ઘોષણા સંભળાય છે. મહેલમાં રહેનારા સૈનિકો 'ધ્રુવસ્વામિની દેવીનો જય!' એવી ઘોષણા કરતા સંભળાય છે. થોડી વાર ઘોંઘાટ અને શસ્ત્રની અથડાઅથડી પણ સંભળાય છે. પછી બધું શાંત થઇ જાય છે.

હરિસેન શસ્ત્રસજ્જિત અને તરત યુદ્ધ કરીને આવ્યો હોય એવો દેખાતો ધનુષ્યની પણછ ઉતારી તેને ભોંય પર ટેકવી તે સ્થિતિસ્થાપક છે કે નહીં તે તપાસી જુએ છે. તેના મુખ પર ચિંતા છે.

સામેથી કાલિદાસ આવે છે. તેનું મુખ પણ ચિંતાગ્રસ્ત ને કરમાએલું છે.]

**હરિસેન:** કાલિદાસ! સ્વામિની સુતાં? અનેક રાતના ઉજાગરે બીચારાં અર્ધાં થઇ ગયાં છે.

**કાલિદાસ:** (ખેદથી) જેમ તેમ કરતાં હમણાં જંપીને સુતાં. એમની અધીરાઇનો પાર નથી.

**હરિસેન:** (ખેદથી ડોકું ધુણાવી) ભાઇ! અધીરાઇ કોને નથી થતી? ને થાય એમાં નવાઇ પણ શી? આખું કુસુમપુર સ્કંદગુપ્તના પક્ષમાં જઇ બેઠું, રાજમહાલયમાં ખાવાનું ખુટયું ને રોજ આપણામાંનો કોઇ ને કોઇ ફુટે છે કે મરે છે.

**કાલિદાસ:** અરે આમ ને આમ કેદી થઈ રહ્યાને આજે અઠ્ઠાવીસ દિવસ થયા.

**હરિસેન:** ધન્ય છે પરાક્રમદેવની વિચક્ષણ બુદ્ધિને કે આવો મજબુત મહાલય બંધાવ્યો; નહીં તો આપણાં હાડકાં પર

ક્યારનાએ ગીધોએ ચક્રવ્યૂહ રચ્યા હોત.

**કાલિદાસ:** પણ મહાદંડનાયક! દરરોજ કોઇ ને કોઇ સ્કંદગુપ્તના પક્ષમાં જતું જાય છે તેનું શું?

**હરિસેન:** ભાઇ! આશા એક માત્ર ઉન્દાનના સૈન્ય પર છે. પણ આજે ત્રણ ત્રણ મહીના થયાં હું સંદેશા મોકલાવું છું છતાં તેની ખબર આવતી નથી. ભગવાન ચક્રધર! ભગવાન લક્ષ્મીવલ્લભ! અત્યારે મહારાજ ચંદ્રગુપ્તને ડાહ્યા રાખ્યા હોત—

**કાલિદાસ:** અરે ડાહ્યા કે ગાંડા અત્યારે એ અહીંઆં હોત—

**ધ્રુવદેવી:** (આવીને) શી વાત કરી રહ્યા છો?

[ધ્રુવદેવી સુકાઇ ગએલાં અને ફીક્કાં પડેલાં દેખાય છે. તેમની આંખો ઉજાગરા, ચિંતા અને અશાંતિથી મોટી ને તેજસ્વી થઈ ગઈ છે.]

**હરિસેન:** (ચમકીને) સ્વામિની! એટલામાં સુતાં શું ને ઉઠયાં શું? તમે ઉંઘશો નહીં તો તમારું શરીર કેમ ચાલશે?

**ધ્રુવદેવી:** (આછું પણ મધુરું હસીને) હરિસેન! તમે બધાએ મારા હાથમાં પરાક્રમદેવનો રાજ્યદંડ મુક્યો, પછી મારાથી સુઇ કેમ રહેવાય? રાત ને દિવસ એની રક્ષા કરતાં મને જરાએ થાક લાગતો નથી.

**હરિસેન:** તમારી પ્રેરણાથી જ આપણા સૈનિકો ટકી રહ્યા છે.

**ધ્રુવદેવી:** (હસીને) મારી પ્રેરણા? ના, ના. હું તો ગુપ્ત-કીર્તિ અને સનાતન ધર્મની માત્ર રખેવાળ છું; મહારાજનું સ્થાન રક્ષવાનું એક સાધન છું. સ્કંદગુપ્ત ભલે પરાક્રમદેવનો પુત્ર હોય પણ દત્તદેવીનો નથી. (જરાક હસીને) અને સ્કંદ આ

મહેલ બાળી મુકશે તોપણ દત્તદેવીના પુત્ર પાછા આવશે ત્યાં સુધી એની રાખ ઉપર ઉભી રહી હું એનો રાજ્યદંડ સાચવીશ.

કાલિદાસ: સ્વામિની! મહારાજ આવશે; આવ્યા વિના નહીં રહે. રસ્તા પર ચાલતા હશે.

ધ્રુવદેવી: મને શ્રદ્ધા છે.

હરિસેન: મહારાજ, ગાંડાઘેલા પણ, અત્યારે હોત તો આખું કુસુમપુર સ્કંદગુપ્તને છોડી આપણા પક્ષમાં આવત. મહાદેવી! લોકો પરાક્રમદેવ ને દત્તદેવી પર ફીટી મરે છે; મહારાજ અહીંઆં હોત તો તેના પર પણ ગાંડા થઇ ગયા હોત.

ધ્રુવદેવી: હા. (હસીને) એમને મન હું એકલી જ પાપી છું.

કાલિદાસ: અને તમે જ અત્યારે ગુપ્તકીર્તિને સંરક્ષી રહ્યાં છો. શી વિધિની બલિહારી છે!

[રાજમહાલયની બહાર કકળાણ સંભળાય છે.]

હરિસેન: (ધ્યાન દઇ) દુશ્મને પાછો છાપો મારવો શરૂ કર્યો કે શું?

ધ્રુવદેવી: હા, ચાલો—

હરિસેન: ના, સ્વામિની! તમે અહીંઆં જ રહો. રોહલ ચુકે એમ નથી. એણે યોદ્ધાઓ બરોબર ગોઠવ્યા હશે. હું હમણાં જઇને જોઇ આવું.

ધ્રુવદેવી: વારુ, જલદી આવજો. (હારસેન જાય છે.) કાલિદાસ! ભગવતી સુતાં?

કાલિદાસ: હા. શશિલેખા એની પાસે છે.

ધ્રુવદેવી: ને આચાર્યદેવ—

કાલિદાસ: બધામાં એ એક જ મેરુ સમ સ્વસ્થ ને નિર્ભય

બેઠા છે ને ધ્યાન કર્યાં કરે છે; ને કોઇ પણ પુછવા જાય છે તો એક જ સૂત્ર ઉચ્ચારે છે: यतो धर्मस्ततो जयः।

**ધ્રુવદેવી:** એ યોગીન્દ્ર અદ્દ્ભુત છે. કાલિદાસ! એમની સ્થિર દૃષ્ટિ, નિશ્ચલ સ્વાસ્થ્ય અને સનાતન સૂત્રો આગળ આપણે બધાં—આ રાજ્ય અને પરાક્રમદેવની કીર્તિ–તુચ્છ, ક્ષણુ-જીવી લાગીએ છીએ.

**કાલિદાસ:** તમે સાચું કહ્યું. રાજાઓનાં રાજ્યો ચંચલ તરંગો પેઠે એના પર પછડાય છે ને પાછાં જાય છે. પણ એથી એ ગિરિરાજ ડગતો નથી; એનામાં માત્ર એની ભુરી ઘેરી છાંય ભવ્ય ગાંભીર્યના રંગ પુરે છે.

[ પાછળથી થતું કકળાણ દૂર જતું લાગે છે. ]

**ધ્રુવદેવી:** હા. એ ન હોત તો આપણું રાજ્ય ધર્મરાજ્ય ન ગણાત. બીજાનાં જેવું અબ્રહ્મવર્ચસ જ લેખાત. (કાલિદાસ હસે છે.) કેમ એકલો એકલો હસે છે?

**કાલિદાસ:** (હસીને) સ્વામિની! આ બધાં તોફાન શમી જાય અને તમે નિર્ભય બની રાજ્ય કરો પછી જોજો. આચાર્ય-દેવે ધર્મરાજ્ય સ્થાપ્યું; હું રસરાજ્ય સ્થાપીશ.

**ધ્રુવદેવી:** (ખેદભર્યે અવાજે) મૂરખ થા મા! હું રાજ્ય કર-વાની નથી, અને માધવીની પાછળ ગાંડા થવામાં તું કાવ્ય રચવાનો નથી.

**કાલિદાસ:** (હસીને) એવું કહેશો નહીં. માધવીની પાછળ જેમ જેમ ગાંડો બનું છું તેમ તેમ કાવ્યોની સરિતા વધારે ને વધારે જોરથી વહી જાય છે.

**ધ્રુવદેવી:** (હસીને) હમણાં શું રચે છે?

**કાલિદાસ:** રચ્યું છે—એક. હમણાં નહીં કહું.

[પાછળ થતું કકળાણ એકદમ તદ્દન શાંત થઇ જાય છે.]

**ધ્રુવદેવી:** (એકદમ ધ્યાન આપીને) મને લાગે છે કે છાપો પાછો વળ્યો ને બધું શાંત થઇ ગયું.... (બારીએથી ખખડાટ થાય છે.) એ શું? કાલિદાસ! મારું ખડ્ગ લાવ તો! (કોઇ બારીએ ચઢે છે.) કોણ—કોણ એ? હરિસેન! રોહલ!

[કેડેથી કટાર કાઢે છે.]

**કાલિદાસ:** હરિસેન! યોદ્ધાઓ!

[પોતાનું ખડ્ગ ખેંચે છે.]

**ઉપર ચઢનાર:** અરે છાનાં રહો! આખો મહેલ ગજાવી મુકશો.....

**ધ્રુવદેવી:** (છાતી પર હાથ રાખી) કોણ?

**ચંદ્રગુપ્ત:** સ્વામિની! હું.

[બારી પરથી ભુસકો મારી અંદર આવે છે. તે અત્યારે માત્ર સૈનિકના વેશમાં છે. તેની પાસે શસ્ત્રમાં ખડ્ગ અને એક ભાલો છે. તેના શરીર પર ધુળ છે, પણ ઉત્સાહથી તેનું મુખ ઝગઝગે છે.]

**કાલિદાસ:** મહારાજ!—

**ચંદ્રગુપ્ત:** હા; છાનાં રહો. તમે બે જ જણ છો કે કોઇ બીજું છે?

**ધ્રુવદેવી:** ના. અમે બે જ છીએ. હ—

**ચંદ્રગુપ્ત:** છાનાં રહો. કોઇને બુમ મારશો નહીં. હું ગાંડો થઈ થઇને થાકી ગયો છું; જરા વાર ડાહ્યો થવા દો. કાલિદાસ! પાણી લાવી આપ. (હસીને) હું આજે મહીના થયાં ઘોડાની પીઠ વિના બેઠો નથી. મને ભોંય પર તો બેસવા દો.

[શ્વાસ ખાય છે અને પાસે પડેલા માચડા પર બેસી જાય છે. કાલિદાસ પાણી લાવવા જાય છે.]

**ધ્રુવદેવી:** પણ આ રસ્તે ક્યાંથી આવ્યા? રાજમહાલયની બહાર તો ઘેરો છે.

**ચંદ્રગુપ્ત:** તેમાં જ હું આ રસ્તે આવ્યો; લોકોએ ધસારો કર્યો એટલે મને ધસતાં ફાવ્યું; અને કોટ પાસે આવ્યો એટલે પછી મને પુછવું પડે? આ મહાલયની એકેએક ભીંત પર હું ચઢયો છું ને દરેક છાપરેથી મેં ભુસકા માર્યા છે.

**ધ્રુવદેવી:** (હર્ષ ને ઉલ્લાસથી) મારા કાર્તિકેય! આજે કેટલે મહીને ફરી મળ્યાં! (હસે છે.)

**ચંદ્રગુપ્ત:** (હસીને) હા, સ્વામિની! હું વખતસર આવી લાગ્યો દેખાઉં છું.

**ધ્રુવદેવી:** તમે વખતસર ક્યારે નથી આવતા? આજે ત્રણ મહીનાથી ચાતકની તરસે અમે રાહ જોઇએ છીએ ને આજે અઠ્ઠાવીસ દહાડા થયા તો આ રાજમહાલયમાં બંદીવાન થઇ પડયાં છીએ. જીવન ધારી રહ્યાં છીએ તે તમારી વાટ જોવા.

**ચંદ્રગુપ્ત:** પણ આટલું બધું છે શું? તમારી આજ્ઞા મળી કે હું દોડતે ઘોડે નીકળ્યો.

**ધ્રુવદેવી:** તમે માલવા ગયા અને મારી આણ ફરી એટલે સ્કંદગુપ્તના મામાએ પુરજનોને હાથ કરવા માંડયા. અને આખરે એણે મહામંત્રી વાત્સ્યને પણ પોતાના પક્ષમાં લીધો. એમને તો મારો વિનાશ કરવો છે.

**ચંદ્રગુપ્ત:** (હસીને) જોઉં છું કોણ કરે છે તે. પણ તમે એમનું શું બગાડયું છે?

**ધ્રુવદેવી:** પરાક્રમદેવની કીર્તિને સાચવનારા એ બધા. એનો વિનાશ કરનારી હું એકલી. લોકવાયકા તો એમ પણ કહે છે કે દેવને મારી નાંખ્યા મેં, અને તમને ગાંડા પણ મેં કર્યા.

**ચંદ્રગુપ્ત:** (હસીને) મને ગાંડો કોણે કર્યો?

[હસે છે. ધ્રુવદેવી સામું હસે છે.]

**કાલિદાસ:** (આવે છે) મહારાજ! આ પાણી—

**ચંદ્રગુપ્ત:** લાવ. હું આખા દહાડાનો તરસ્યો છું.

[પાણી પીએ છે.]

**ધ્રુવદેવી:** કાંઈ ખાવું છે? મંગાવું?

**ચંદ્રગુપ્ત:** મારું લોહી ઉકળેલું હોય ત્યારે મને ભુખ લાગતી નથી.

**કાલિદાસ:** તમારું સૈન્ય ક્યાં છે?

**ચંદ્રગુપ્ત:** (હસીને) જો બીકણુ! બીજું કાંઈ નથી પુછતો ને સૈન્યનું પુછે છે. આઠ દહાડા પર સૈન્ય છોડી ઉડતે ઘોડે હું કુસુમપુરને રસ્તે પડ્યો. ઉન્દાન પાછળ ધીમે ધીમે આવે છે. અહીં શી બહુ જરુર—

**ધ્રુવદેવી:** જરુર! અહીં તો રાજમહાલય આજે પડું, કાલે પડું થઇ રહ્યા છે. આધાર બધો તમારા સૈન્ય પર છે.

**ચંદ્રગુપ્ત:** (હસીને) હું એકલો બસ નથી? સ્વામિની! મહાક્ષત્રપનો વિજેતા, સુરાષ્ટ્રનો સ્વામી એકલો બસ નથી?

**ધ્રુવદેવી:** સુરાષ્ટ્રના સ્વામી?

**ચંદ્રગુપ્ત:** હા. ગિરિનગર ને વૃદ્ધનગર બંને મેં બાળીને ઉજ્જડ કર્યાં. રુદ્રસેનના સોળે છોકરાની ચિતા ગિરિનગરની છાયામાં પ્રજળે છે.

**ધ્રુવદેવી:** (હર્ષથી) શું કહો છો? પરાક્રમદેવની કીર્તિ—

**ચંદ્રગુપ્ત:** ત્યારે? હું રહ્યો ગાંડો માણસ. હું એમ ન કરું તો પરાક્રમદેવના ઘોડા રડવા લાગે, ખબર છે? હવે સુરાષ્ટ્ર પણ તમારા સામ્રાજ્યમાં, સ્વામિની!

**ધ્રુવદેવી:** શું કહો છો?

**ચંદ્રગુપ્ત:** કાલિદાસ! કોઈ આવે એમ તો નથી ને? હોય તો કહેજે, હું ગાંડો બની જાઉં.

**કાલિદાસ:** કોઇ આવે એમ નથી. દત્તદેવી ઉંઘી ગયાં છે, આ-ચાર્યદેવ ધ્યાનમાં બેઠા છે, હરિસેન ને બીજા દંડનાયકો કોટ પર છે.

**ધ્રુવદેવી:** હજુ તમે ગાંડા થયા જ કરો છો?

**ચંદ્રગુપ્ત:** હા. તમારા બે શીવાય કોઇને તો પુછો. (ચાળા પાડીને) ગાંડો, ઘેલો, બીચારો ચંદ્રગુપ્ત!

**ધ્રુવદેવી:** હવે એ છોડો—

**ચંદ્રગુપ્ત:** (ઉભો થઇને ગંભીરતાથી) સ્વામિની! એ વાત જવા દો. નહીં તો હું ગાંડો થઇ જઇશ.

**ધ્રુવદેવી:** અત્યારે એ વાત જવા દો, મહારાજ! બેસો. મહીનાઓ થયાં બેસીને વાત કરવાની ઇચ્છા રાખી હતી તે હજી પુરી થઇ નથી.

**ચંદ્રગુપ્ત:** આ બેઠો. (ફરી બેસે છે.) બોલો અહીંઆંની બીજી શી ખબર છે?

**ધ્રુવદેવી:** (બેસીને) હતી તે બધી મેં કહી દીધી. રાજમહા-લય ક્યારે પડે છે તેની અમે વાટ જોઇએ છીએ અને જીવતાં સુધી પરાક્રમદેવની અને તમારી કીર્તિનો ધ્વજ ફરકતો રાખીએ એવો સંકલ્પ કરીએ છીએ—

કાલિદાસઃ હા. હમણાં જ સ્વામિનીએ હરિસેનને કહ્યું છે કેઃ આ મહેલ બળીને ભસ્મ થશે, તોએ હું તો દત્તદેવીના પુત્ર પાછા આવશે ત્યાં સુધી એની ભસ્મ પર ઉભી ઉભી એનો રાજ્યદંડ સાચવીશ.

[ધ્રુવદેવી શરમાઇ નીચું જુએ છે.]

ચંદ્રગુપ્તઃ (ગંભીર થઇ) સ્વામિની! મારે માટે શા સારુ?

ધ્રુવદેવીઃ (હસીને) તમે મારે માટે સુરાષ્ટ્ર જીત્યું તે નહીં!

[બંને હસે છે, સામસામું જુએ છે ને ગંભીર થઇ જાય છે.]

ચંદ્રગુપ્તઃ (નીચું જોઇ) અત્યારે આપણે ગાંડાં થઇ ગયાં છીએ.

ધ્રુવદેવીઃ ઘણે વર્ષે મને આમ ગાંડા જેવું બોલવું ગમે છે. કાલ કોણ જાણે શું એ થાય! પણ મહારાજ! હવે કાલથી રાજ્યદંડ તમારે જ લેવો પડશે.

ચંદ્રગુપ્તઃ (ખેદથી) મારે? ના, એ નહીં. હું તો ગાંડો છું.

ધ્રુવદેવીઃ ( અધીરાઇથી ) એવું કરશો તો હું પણ ગાંડી થઈ જઇશ. પછી?

ચંદ્રગુપ્તઃ ( હસીને ) અત્યારે એ વાત જવા દો તો કેમ? હમણાં કોઇ આવશે તો મારે પાછા ગાંડા થવું પડશે. મને જરા સ્વસ્થ થવા દો. દોડાદોડી ને મારામારી શીવાય બીજી કોઈક વસ્તુનો તો લાવો લેવા દો. (શાતાનો નીસાસો મુકે છે.) કાલિદાસ! કાંઇ નવું રચ્યું છે કે? હોય તો સંભળાવની—

કાલિદાસઃ ( હસીને ) હમણાં મેં ‘કુમારસંભવ’ રચવા માંડયું છે—

ચંદ્રગુપ્તઃ સંભળાવ, કાંઇ તો સંભળાવ. સ્વામિની! હમણાં તો કાળીઆનાં કાવ્યો સાંભળવાં પણ દોહ્યલાં થઇ પડયાં છે.

કાલિદાસઃ (હસીને) સાંભળો, ત્યારે. થોડા દિવસ પર જ રચ્યું છે. (ગળું ખંખારે છે.) શંકરે કામદેવને બાળીને ભસ્મ કર્યો, પછી રતિ વિલાપ કરે છેઃ

તુજ આધીન જે જીવી રહી, ક્ષણમાંહીં તજી નેહ તેહનો
તુટતાં તટ, પદ્મિની તજી જળરાશિ સમ ક્યાં વહ્યો ગયો?
નથી અપ્રિય મારૂં તેં કર્યું, નવ તારૂં પ્રતિકૂલ મેં કર્યું,
નથી કારણ કાંઇ તોય તું, રડતી આ રતિને ન કાં જુએ?

ચંદ્રગુપ્તઃ સરસ . . .

[ ધ્રુવદેવીની સામું જોઇ અટકે છે;]

કાલિદાસઃ

કદિ બાંધ્યો કટિદોરથી તને, ભુલથી કૈં પર–નામ બોલતાં,
કમલે કદિ મારિયો તને, સ્મર! એ શું હજી એ સ્મરી રહ્યો?
'હૃદયે મુજ તું વસી રહી' પ્રિય શબ્દો તુજ એ ગણું જુઠા,
નહીં તો, તું અનંગ જો બન્યો, પછી ક્યાંથી રતિ રહે જીવન્ત આ?

[ કાલિદાસ થોભીને બંને તરફ જુએ છે. બંને સામસામું જોઇ નીચું જુએ છે.]

શિરથી પ્રણિપાત તેં કરી, પ્રિય! એકાન્તમહીં જ યાચિયાં
દઢ, કમ્પભર્યાં, મધુર એ સ્મરૂં આલિંગન,–શાન્તિ ના રહે.

[ધ્રુવદેવી નીચું જુએ છે.]

કાલિદાસઃ (ચંદ્રગુપ્ત તરફ જોઇને) પછી રતિ પ્રણયોન્મત્ત પ્રિયતમાઓનાં મુખમાં જ શોભતું વાક્ય ઉચ્ચારી રહીઃ

લઇને શુચિ પન્થ અગ્નિનો, ફરી અંકે તુજ આવી હું વસું—
સુરલોક વિષે સુરાંગના, તુજને મુગ્ધ કરે નહીં યથા.

ચંદ્રગુપ્તઃ (ગળું ખંખારી) કાલિદાસ! એ બહુ થયું. કાંઇ બીજું બોલ.

કાલિદાસઃ (મુછમાં હસી) બીજું બોલું! હા. જુઓ,

એજ કાવ્યની બીજી પંક્તિઓ રચી છે તે બોલું. સાંભળો, ઈંદુ-મૌલિથી અસ્વીકૃત પાર્વતી તપશ્ચર્યા આદરી રહ્યાં છે; બ્રહ્મચારી પુછે છે, સખી જણાવે છે:

સ્વામી અપાર સમૃદ્ધિના દિક્પાલ ઇન્દ્ર સમાન જે
તેને તજીને માનિની આ પતિ કાજ શંકરને ચહે;
જીતી લીધો રતિનાથ જેણે ક્ષણ એકમાં સંયમ વડે,
સૌંદર્ય ને લાલિત્ય તેને કહો, કેમ આકર્ષી શકે?
હુંકાર શબ્દ અસહ્ય સુણી નિરાશ થઇ પાછો ફર્યો.
જે પુષ્પબાણ પિનાકીને વીંધી જરાએ ના શકયો;
અનંગ એ અંગાંગને શોષી ઉમા કેરાં રહ્યો,
કુમળે હૃદય નિર્દય બની એ ઘા ઉંડા દેઈ રહ્યો.
કેશાવલિ બની ભૂખરી લલાટના ચન્દન વડે,
અગાંગ માંહિ અનંગ કેરૂં પ્રતિદિન બલ વાધ્યું રહે,
ને ત્યારથી એ બાલિકા ગેહે પિતા કેરે વસી
હિમે ભરેલ શિલાતલે એ ન પામી શાંતિ જરા શકી.

[ધ્રુવદેવી ડોળા કાઢી જુએ છે.]

કાલિદાસઃ (મજાકમાં) સ્વામિની! જુઓ, પાર્વતીની તપશ્ચર્યાઃ

પિનાકીનાં ચારિત્ર્યનાં ગાતી ગીતો મૃદુ ભાવથી,
પણ કંઠ ગદ્‌ગદ થાય ને તુટંત એ શબ્દાવલિ;
વનાન્તમાં સંગીત એ સુણી કન્યકા કિન્નરતણી,
સખીભાવ ધારી પાર્વતીની સાથ અશ્રુ સારતી.
(ધીમેથી) લાંબી થતી રજની મહીં ક્ષણ એક નેન જરા મીંચી,
જાગી ઉઠી સહસા ઉમા અસ્પષ્ટ વેણો બોલતી;
'ક્યાં જાય રે નીલકંઠ! તું?' કહી હસ્તને લંબાવતી,
ને કલ્પનામાં કર વડે શિવકંઠને આલિંગતી.

ધ્રુવદેવીઃ (ગુસ્સામાં) કાલિદાસ! આજે તને થયું છે શું? આવું શું બોલે છે?

કાલિદાસઃ (ધૃષ્ટતાથી) શું છે? આજે તમને બંનેને શું થયું છે? જો મારી કવિતામાં રસ ન પડતો હોય તો તે રહી. હું આ ચાલ્યો.

[જાય છે. બંને મુંગાં મુંગાં બેસે છે.]

ચંદ્રગુપ્તઃ (થોડી વારે) દત્તદેવી કેમ છે?

ધ્રુવદેવીઃ (નીચું જોઈ) સારાં છે.

[થોડી વાર બંને મુંગાં રહે છે.]

ચંદ્રગુપ્તઃ વાત્સ્ય મંત્રી પણ હરામખોર નીકળ્યો?

ધ્રુવદેવીઃ હા.

[પાછાં બંને થોડી વાર મુગાં બેસે છે.]

ધ્રુવદેવીઃ તમારે ખાવું નથી?

ચંદ્રગુપ્તઃ ના.

[બહાર ધબાકો થાય છે.]

ધ્રુવદેવીઃ (ચમકીને) એ શું?

ચંદ્રગુપ્તઃ એ તો કોઇ કોટ પરથી પડયું લાગે છે.

ધ્રુવદેવીઃ (છાસીયું કરે છે.) અં . . . હં.

ચંદ્રગુપ્તઃ કેમ શો વિચાર કરો છો?

ધ્રુવદેવીઃ કાંઈ નહીં. તમે કેમ કાંઇ બોલતા નથી?

ચંદ્રગુપ્તઃ શું બોલું? (ઉભો થાય છે ને ફરે છે.) સ્વામિની! આપણે આમ ક્યાં સુધી મુંગાં બેસી રહીશું?

ધ્રુવદેવીઃ નહીં તો બીજું શું કરીશું?

[હાથ મરડે છે.]

ચંદ્રગુપ્તઃ ઉંઘ આવે છે?

ધ્રુવદેવીઃ ના.

[બંને પાછાં મુગાં બેસે છે.]

ચંદ્રગુપ્તઃ સ્વામિની! જીવનમાં પહેલી વાર આપણે એકલાં મળ્યાં; અને કહેવાનું તો બહુ–બહુ છે, તોપણ જીભ ચાલતી નથી!

ધ્રુવદેવીઃ મહારાજ... (આક્રંદથી) મહારાજ...

ચંદ્રગુપ્તઃ (ચમકીને) શું છે? (અવાજ મૃદુ કરી) સ્વામિની!...

ધ્રુવદેવીઃ (ગભરાઇને નીચું જુએ છે.) મહારાજ! જીવનમાં ઘણી વાર એવું લાગે છે...

ચંદ્રગુપ્તઃ (ઉઠીને ધ્રુવદેવી પાસે બેસે છે. દાંત પીસીને) મને પણ થાય છે કે શું કરીએ...

ધ્રુવદેવીઃ આપણે પરાક્રમદેવની કીર્તિ ને યાજ્ઞવલ્ક્યના ધર્મનો ભાર વહ્યા જ કરવો...

ચંદ્રગુપ્તઃ (ખેદથી) હા... જીવનભર...

[બંને મુગાં બેસે છે.]

ચંદ્રગુપ્તઃ ધ્રુવદેવી...

ધ્રુવદેવીઃ મહારાજ...

ચંદ્રગુપ્તઃ (દાંત કચકચાવી ઉઠી જાય છે.) સ્વામિની! આપણે આમ એકાન્ત સેવવું ન જોઇએ—

ધ્રુવદેવીઃ (આક્રંદ કરી) મહારાજ! જીવન આખું અભિલાષાઓ સેવી... વિયોગ સહ્યા... ને—

[હાથ પકડે છે.]

ચંદ્રગુપ્તઃ (કપાળે હાથ ઠોકે છે.) વિધિ!—વિધિ!... દેવી! ચાલો, જઇએ—

ધ્રુવદેવીઃ જઇએ!... (તેજભરી આંખે જોતાં) હાથ

સવાર પડશે ને જગત બધું આમ બેસવાએ નહીં દે.

**ચંદ્રગુપ્ત:** (હાથ લંબાવી) હા . . . ને કાલ સવાર પડશે ને ધડ પર માથાં એ નહીં હોય . . .

[થોડી વાર બંને મુગાં બેસે છે.]

**ધ્રુવદેવી:** આવી ઠાલી જીંદગી જીવી તોએ શું ને ન જીવી તોએ શું? (માથે હાથ મુકે છે.)

**ચંદ્રગુપ્ત:** (ભોંય તરફ એકીટશે જોઇ) કીર્તિ માટે, વિજય માટે વલખાં માર્યાં જ કરવાનાં . . .

**ધ્રુવદેવી:** (વીનવણીભર્યા અવાજે) મહારાજ . . .

**ચંદ્રગુપ્ત:** આપણા કરતાં તો જલાશયનાં સારસ સારાં, છાપરા પરનાં પારેવાં પણ વધારે ભાગ્યશાળી.

**ધ્રુવદેવી:** (ચારે તરફ જુએ છે.) કેવી શાંતિ છે?

**ચંદ્રગુપ્ત:** (હાથ જરા લંબાવી) દેવી!—

**ધ્રુવદેવી:** ઓ લક્ષ્મીપતિ! શું થશે?

**ચંદ્રગુપ્ત:** ઓ વિષ્ણુ! આમાંથી ક્યારે છુટીશું?

[ઉઠીને ફરે છે.]

**ધ્રુવદેવી:** મહારાજ, મહારાજ! અહીંઆં આવો; બેસો. (પોતાને માથે હાથ મુકી) મારું માથું ફરે છે. હું ગાંડી જેવી બની ગઇ છું! મહારાજ!—

**ચંદ્રગુપ્ત:** (જેમ તેમ કરી સ્વાસ્થ્ય સાચવી) દેવી, કૃપા કરો! મને બોલાવો નહીં!

**ધ્રુવદેવી:** મહારાજ! આમ ને આમ, જુદાં ને જુદાં ક્યાં સુધી?—ક્યાં સુધી? કીર્તિ ને ધર્મની શૃંખલાએ બદ્ધ . . .

**ચંદ્રગુપ્ત:** (કચવાઇને) હા. બદ્ધ—બદ્ધ! પારકા માટે, મૃગ-

જળ માટે આપણે જીવવાનું! (અધીરાઈથી) દેવી!—

ધ્રુવદેવીઃ મારા કાર્તિકેય . . .

[પાસે જાય છે.]

ચંદ્રગુપ્તઃ (દૂર ખસે છે.) મારી પાસે મા આવશો! . . . પૂર્વજોની કીર્તિ, ને આચાર્યનાં વચનો બધાં બોળાઈ જવાં બેઠાં છે . . .

ધ્રુવદેવીઃ જવા દો . . .

[બંને પાસે આવે છે, સ્પર્શ કરવા જાય છે ને પાછાં હઠે છે.]

કાલિદાસઃ (આવે છે. સ્વગત) અરે! હું ક્યાં વચ્ચે આવ્યો?

[બાજુ પર ઉભો રહે છે.]

ધ્રુવદેવીઃ મહારાજ! આપણે આ ધર્મરાજ્યના સ્તંભો—

ચંદ્રગુપ્તઃ (દાંત પીસી) હા. (પાછો જાય છે.) હા, કીર્તિ, કુળ ને ધર્મ—હા . . . સ્વપ્નામાં હોઉં એમ નસો નાચી રહી છે . . . બળતા અંગારનાં તમે બન્યાં હો તેમ મગજ બાળી રહ્યાં છો . . . એ બધું ખોટું! . . . (જોરથી દાંત પીસી) જ્યાં ધર્મ ત્યાં જય એ ગુપ્તકુલનો જીવનમંત્ર.

[નીચું જુએ છે.]

ધ્રુવદેવીઃ ઉંચું તો જુઓ . . .

ચંદ્રગુપ્તઃ ધ્રુવદેવી! ઉંચું કેમ જોઈ શકું? હૈયું જે લેવા માગે તે લઈ શકાતું નથી. જે આપવા માગે છે તે અપાતું નથી . . . માત્ર ધર્મ ને કીર્તિનાં સૂકાં કાચલાં . . .

ધ્રુવદેવીઃ સંસારમાં એ બધાં શીં સરજ્યાં હશે? રાત ને દિવસ, સુખ ને દુઃખ, સત્ ને અસત્ બધાં જતાં રહે . . એક માત્ર . . .

ચંદ્રગુપ્તઃ ધ્રુવદેવી! એ જાદુ કોણ કરે કે જગત બધું

અલોપ થઇ જાય ને વ્યોમ પર આવરણ છવાઇ રહે? આપણે અભેદ્ય એકાંતમાં લપેટાઇ જઇએ—અનંત કાલ માટે? અને એ જગતને જોવાની પણ પરવા ન કરીએ—

**ધ્રુવદેવી:** ને આપણાં સ્વપ્નાં આપણે સદેહે જીવીએ—

[હાથ લંબાવે છે. ચંદ્રગુપ્ત પાછો ખસે છે.]

**કાલિદાસ:** (સ્વગત) ભગવાન કુસુમાયુધ!

**ચંદ્રગુપ્ત:** (આંખે હાથ દઇ) સ્વામિની! જવા દો, જવા દો. આપણને સ્વપ્નાં આવે છે. આપણે ગાંડાં થઈ ગયાં છીએ.

**ધ્રુવદેવી:** હા. આપણે ગાંડાં થયાં છીએ.

**ચંદ્રગુપ્ત:** સ્વામિની! यतो धर्मस्ततो जय:—

**ધ્રુવદેવી:** (નિઃશ્વાસ નાંખી) મને ખબર છે—

**ચંદ્રગુપ્ત:** મારાથી નથી સહન થતું. અહીંઆં નથી રહી શકતો, સ્વામિની!

[આંખે હાથ દે છે.]

**ધ્રુવદેવી:** ઓ કમલાવલ્લભ!

[બેસીને ધ્રુસ્કાં ખાય છે. કાલિદાસ ચાલી જાય છે. બહાર મહાલયના દરવાજા પર જોરથી દુશ્મને હુમલો કર્યો હોય એમ સંભળાય છે ને બહાર કકળાણ થાય છે. અંદર પણ દોડાદોડ ને હોંકાર થાય છે.]

**ધ્રુવદેવી:** એ શું મહારાજ?

**ચંદ્રગુપ્ત:** (હસીને) બહારવાળા બારણાં તોડે છે. અવાજ પરથી ત્રણેક હાથીઓ બારણાં તોડવાને જોર કરતા હોય એમ લાગે છે...મરી ગયા!

**ધ્રુવદેવી:** (બીકથી) કેમ?

**ચંદ્રગુપ્ત:** આ દરવાજા એટલું જોર નહીં સહે. (મોટો

કડાકો થાય છે.) દરવાજો તુટવા લાગ્યો.

[જવા જાય છે.]

**ધ્રુવદેવી:** મહારાજ! ક્યાં જાઓ છો?

[બીજો કડાકો થાય છે ને બહાર ચીસાચીસ સંભળાય છે.]

**ચંદ્રગુપ્ત:** ક્યાં?.. ગઢ પર...

[ચારે તરફ જુએ છે.]

**ધ્રુવદેવી:** (પાસે આવીને) સ્કંદગુપ્ત મહાલય લેશે તો આપણું શું થશે?

**ચંદ્રગુપ્ત:** કાંઇ નહીં, સ્વામિની! હીંમત રાખો.

**ધ્રુવદેવી:** (વીનવીને) મહારાજ! અત્યાર સુધી મેં હીંમત રાખી, હવે નથી રહેતી. મહારાજ! તમે નહીં જાઓ. (વધારે કકળાણ, અવાજ ને કડાકા થાય છે.) મહારાજ, પગે લાગું! ...તમે સંતાઈ જાઓ. આ બધા મારા લોહીના તરસ્યા છે. મને એકલીને મરવા દો. મને મારશે પછી એમની ઝનુન ઉતરશે...

**ચંદ્રગુપ્ત:** સ્વામિની! શું બોલ્યાં? શું તમારો દેહ આપી હું મારો દેહ સાચવીશ? સ્વામિની! શું બોલ્યાં? મારો દેહ જશે, પણ તમારા દેહને આંચ નહીં આવે. મરવું એ મરદનું કામ છે. ગભરાઓ નહીં. મને જવા દો. એ બાલકો શું કરતાં હતાં?

[બહાર મોટો કડાકો થાય છે અને દરવાજા તુટી પડયા હોય એવો અવાજ થાય છે. ચંદ્રગુપ્ત બહાર જવા જાય છે. ધ્રુવદેવી તેનો હાથ ઝાલે છે.]

**ધ્રુવદેવી:** ના, મારા મહારાજ, મારા સ્વામી!

[બાજઠ પર પડેલી પોતાની કટાર લઇ લે છે.]

**ચંદ્રગુપ્ત:** કેમ?

**ધ્રુવદેવી:** તમને કાંઇ થાય...તો (પાસે આવીને ઉછળતે હૈયે) મારે તમારી શૈય્યાએ જ સુવું છે.

**ચંદ્રગુપ્ત:** (જવાની ઉતાવળમાં) આ બધા મહાલયમાં પેઠા લાગે છે...મને જવા દો, મારાં સ્વામિની...

**ધ્રુવદેવી:** તો મને પણ લઇ જાઓ, સ્વામી! જીવતે દેહે પુરોહિત નહીં મળ્યો, પરલોકને પંથે યમ વરાવશે. આપણે બંને બહાર પડીએ, મરીએ, નહીં તો શબોના સેતુ પર થઇને નાસી જઇએ...

[દાદર ચઢવાનો અવાજ આવે છે.]

**ચંદ્રગુપ્ત:** ના. જુઓ મોટે દાદરે દુશ્મનો ચઢ્યા લાગે છે... (અવાજ પાસે આવે છે) આ બધા ઉપર આવે છે. સ્વામિની! (તેની મુખાકૃતિ ભયંકર બને છે.) આ બાજુએ આવો, અહીંઆં. ગુપ્તમહાદેવીનું ગૌરવ, જોઉં છું કોણ સ્પર્શે છે? (કાલિદાસ માધવસેના ને દત્તદેવીને લઇ આવે છે.) કોણ ભગવતી?

**દત્તદેવી:** (કાંપતે અવાજે) કોણ, દીકરા તું? અત્યારે તું ક્યાંથી? મારા દીકરા! મહાલય પડયો. તારા વેરીઓ આવે છે. અત્યારે તું ક્યાંથી આવ્યો?

**ચંદ્રગુપ્ત:** (ગર્વથી) ભગવતી! આ શું બોલો છો? અપ્રતિવાર્યવીર્ય કૃતાંતપરશુના મહાદેવી, સહસ્ર સમરાંગણ સેવી વૃદ્ધ થયાં ને આમ ગભરાઓ છો શું?

**દત્તદેવી:** (હર્ષથી) દીકરા! તું ડાહ્યો થયો?

**ચંદ્રગુપ્ત:** હું ગાંડો છું...અત્યારે પરાક્રમદેવની કીર્તિ સાચવવાની ઘેલછા મને લાગી છે. હું જોઉં છું કે પરાક્રમદેવના ભુવનમાં આપણને કોણ સ્પર્શે છે—અને સ્પર્શીને જીવતું જાય

છે! માજી, ભગવતી! પરાક્રમદેવના ઘોડા વીફર્યા છે, હણહણે છે, દિગ્વિજય કરવા નીસર્યા છે—

ધ્રુવદેવી: (નિરાશાથી) હજી ગાંડો છે!

કાલિદાસ: મહારાજ! આ પેલાઓ હમણાં અહીંઆં આવશે. પેલી તરફ ચાલો—

હરિસેન: (ઘવાએલો દોડતો આવે છે.) સ્વામિની!... કોણ, મહારાજ? મહારાજ! અત્યારે બધું હાથમાંથી ગયું... આપણા બધા મરાયા. સ્કંદગુપ્ત ને વાત્સ્ય હમણાં આવશે. નાસો..

[બહારનું બારણું જોરથી ઠોકાય છે.]

ચંદ્રગુપ્ત: હરિસેન! ધ્રુવભૂતિના પુત્ર! તું પણ બીધો? તારી પરશુ મને આપ. ગભરા નહીં. હું હમણાં જઈ બારણું ઉઘાડું છું. પરાક્રમદેવનો પુત્ર એ બધાને યોગ્ય રીતે સત્કારશે.

ધ્રુવદેવી: (કરગરીને સાશ્રુનયને ચંદ્રગુપ્તના સામું જુએ છે.) સ્વામી!...

[બધાં ચમકે છે.]

ચંદ્રગુપ્ત: ભગવતી! તમે વડિલ છો. હરિસેન ને કાલિદાસ, તમે વિપ્રો છો. અમે બે ગાંડાં છીએ. અમે મરવાનાં હતાં સાથે ... કે કૃતાંત પરલોકમાં અમારી લગ્નવિધિ કરે ... હું હમણાં બારણું ઉઘાડું છું તે પહેલાં આ ભવે અમારો લગ્નવિધિ પુરો કરશો?

ધ્રુવદેવી: (અજાયબ થઇ) ચંદ્ર!

ચંદ્રગુપ્ત: ભગવતી! ગભરાશો નહીં. અધર્મ્ય લાગે તો ક્ષમા કરજો. હરિસેન! કાલિદાસ! બોલો, શું કહો છો?

હરિસેન: મહારાજ! પણ આ ઘડીએ—

**ચંદ્રગુપ્ત**: હરિસેન, મારી આજ્ઞા છે!

**કાલિદાસ**: (આંસુ લુછીને) સ્વામિની! હું લગ્ન કરાવું છું. ધર્મને ન રુચે તો ભલે. પ્રણયધર્મે તો તમારૂં લગ્ન ક્યારનું સ્વીકાર્યું છે—

**યાજ્ઞવલ્કય**: (શાંતિથી આવીને) ધર્મને શું નથી રુચતું?

[બહાર લોકો જોરથી બારણાંને ધક્કા મારે છે.]

**ચંદ્રગુપ્ત**: કોણ, આચાર્યદેવ? ( પગે લાગી ) પધારો... અમારાં લગ્ન કરી આપો. પેલાં બારણાં ઉઘાડી મારે કૃતાંતને નિમંત્રવો છે.

**ધ્રુવદેવી**: (હાથ જોડી) આચાર્યદેવ! ને હું મરવાની હોઉં તો મારે મહારાજની પત્ની થઇ મરવું છે.

**કાલિદાસ**: (ગુસ્સામાં) તમારો ધર્મ ના કહેતો હોય, તો કહી દો. હું પરણાવું.

**યાજ્ઞવલ્કય**: વત્સો! તમારું લગ્ન ધર્મ ને નીતિ બંને સ્વીકારશે. અથર્વાંગિરસ, કૌટિલ્ય ને યાજ્ઞવલ્કયસ્મૃતિ ત્રણે સંમત છે. ધર્માદિત્યના પુત્ર, ને અચ્યુતદેવની પુત્રી! (બંનેના હાથ જોડી)

सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।
ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥

વત્સો, આયુષ્માન્ થાઓ, પુત્રવાન્ થાઓ, સુખી થાઓ!

[બહારથી લોકો જોર કરે છે ને બારણાં ધધણે છે.]

**ચંદ્રગુપ્ત**: (ગર્વથી બારણા તરફ ફરી) અને હવે આચાર્યદેવ, ભગવતી, ને દેવી, જોઇએ કોણ પરાક્રમદેવના પુત્રને મળવા માગે છે! હરિસેન! લાવ તારી પરશુ. (હાથમાં પરશુ લે છે ને જઇને એકદમ બારણું ઉઘાડે છે. સ્કંદ, વાત્સ્ય વગેરે જે

બારણાં તોડવા મથતા હતા તે એકદમ અંદર ધસી આવે છે. ચંદ્રગુપ્ત પાછો હઠી ગૌરવથી સામું જુએ છે. ભયંકર અવાજે) સ્કંદ! વાત્સ્ય! દમન! કેમ આવ્યા છો? ને પૃથ્વીવિજેતાઓ પાસે આવવાની આવી રીત કોણે શીખવી?

**વાત્સ્ય:** (ચમકીને ક્ષોભથી) મહારાજ!...

**ચંદ્રગુપ્ત:** (સત્તાથી હસીને) હરિસેન, મહાદંડનાયક, મંત્રીવર્ય વૃદ્ધ થઈ ગયા છે. કોની સાથે બોલે છે તે એમને દેખાતું નથી. તમે તો મહારાજાધિરાજ પરમભાગવત ચંદ્રગુપ્ત જોડે વાત કરો છો. ને સ્કંદ! મૂર્ખા! તને આ શું સુજ્યું? ને તમે બધા પરમભાગવતોના મહાલય ઉપર આક્રમણ કરવાની હીંમત કરો છો?

[ક્રોધથી જુએ છે.]

**સ્કંદ:** (ધ્રુજતો) મહારાજ—

**હરિસેન:** મહારાજાધિરાજ—

**દમન:** (ધૃષ્ટતાથી આગળ આવી) અમારે પેલી કુલવિનાશિની—

**ચંદ્રગુપ્ત:** ખબરદાર! દમન! મારાં મહાદેવી ધ્રુવસ્વામિનીદેવી વીશે એક શબ્દ બોલશે તો માથું જશે, સમજ્યો?

**વાત્સ્ય:** (ગુંચવાઇને ચારે તરફ જોતાં) આપનાં મહાદેવી—

**ચંદ્રગુપ્ત:** મંત્રીવર્ય! આચાર્યદેવે હમણાં જ અમને પરણાવ્યાં. (બારણાંમાંથી ડોકીઆં કરતા કેટલાક પુરજનોને) ને આવો, બધા અંદર આવો. મારા શૂરવીરો! પુરજનો! અપ્રતિવાર્યવીર્ય એવા સમુદ્રગુપ્તનો જય બોલો. હું તમને સુરાષ્ટ્રના સમાચાર આપું. આપણા સૈન્યે શકપતિના કુલનું નિકંદન કાઢ્યું છે;

સુરાષ્ટ્ર પર પરમભાગવતનો વિજયધ્વજ ફરકે છે; ને મગધનું વિજયી સૈન્ય લઇ મહાદંડનાયક ઉન્દાન આવી પહોંચ્યા છે. તેમનું સ્વાગત કરવા જાઓ. કાલથી અમારી—મારી ને ધ્રુવ-સ્વામિનીદેવીની આણ જગતમાં ફરશે. . . (કોઇ બોલતું નથી.) બોલો. . . સ્કંદ! વાત્સ્ય! દમન! . . . શૂરવીરો! હું આ ઉભો . . . એકલો . . . નિઃશસ્ત્ર (હથીઆર ફેંકી દે છે.) અત્યારે પરા-ક્રમદેવની જય ઉચ્ચારું છું. તમારે શું કહેવું છે? . . . (બધા શાંત ઉભા રહે છે.) બોલો, પરાક્રમદેવની જય! (લગભગ બધા ઘોષણા કરે છે;)

**હરિસેનઃ** ને, બોલોઃ મહારાજાધિરાજ પરમભટ્ટારક શ્રી ચંદ્રગુપ્તની જય! મહાદેવી ધ્રુવસ્વામિની દેવીની જય!

[વાત્સ્ય, સ્કંદ ને દમન જોયા કરે છે.]

**લોકોઃ** મહારાજા ચંદ્રગુપ્ત ને ધ્રુવસ્વામિની દેવીની જય!

**દત્તદેવીઃ** (ગર્વથી) ને પુત્રો! જગતને જણાવો કે આજે શ્રી ગુપ્તકુલનો તારક પ્રગટ્યો છે—

**ધ્રુવદેવીઃ** ને આજે વિક્રમનો આદિત્ય ઉગ્યો છે—

**ચંદ્રગુપ્તઃ** ને જગતમાં જઇ જયઘોષણા કરોઃ જ્યાં ધર્મ ત્યાં જય . . . ને આચાર્યદેવ! મને ને દેવીને આશીર્વાદ આપો.

[ચંદ્રગુપ્ત અને ધ્રુવદેવી યાજ્ઞવલ્ક્યને પગે લાગે છે.]

**યાજ્ઞવલ્ક્યઃ** (હાથ લંબાવી) જે આશીર્વાદ તારા પિતાને આપ્યો તે આજે તને ફરીથી આપું છુંઃ यस्मिन् देशे मृगः कृष्णः तस्मिन् धर्मान् निबोधत.

[પડદો પડે છે.]